# અમર અપ્સરા.

## ભાગ ૩ જો.

( કામરૂ દેશની મહારાણીની અદ્ભુત વાર્તા. )

સંપાદક તથા પ્રકાશક,
બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,
ત્રણ દરવાજા-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી.  પ્રત ૪૦૦૦.

સંવત ૧૯૮૬.  ઈ. સ. ૧૯૩૦

અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. ઠે. સલાપોસ રોડ.

કીંમત ૮ આના.

# અમર અપ્સરા.

## ભાગ ૩ જો.

## પ્રકરણ ૧ લું.

### હાડકાં અને મુડદાંની વચ્ચે !

ગુન્હેગારોને મહારાણી માયાની હજુરમાંથી "મોતની ગુફા" તરફ લઈ જવામાં આવ્યા પછી માયાએ પોતાનો હાથ હલાવીને ઇશારો કર્યો એટલે ગુફાની અંદર જેઓ જમીનદોસ્ત થઇને પડેલા હતા તેઓ બધા ઘેટાંના ટોળાની પેઠે ઘુંટણભેર ચાલતા થયા અને ગુફામાંથી બહાર નીકળી તેઓ માયાની દૃષ્ટિથી દૂર થયા ત્યારે જ ઉભા થઇને ચાલવા લાગ્યા. હવે ત્યાં હું, માયા અને તેના થોડા મુંગાં દાસ-દાસીઓ રહ્યાં. કેટલાક દાસો અને અંગરક્ષકો પેલા ગુન્હેગારોને મોતની ગુફા તરફ લઈ ગયા હતા એટલે મહારાણીની હજુરમાં હવે થોડાજ માણસો રહ્યા હતા. આ લાગ સારો છે, એમ જોઇને મેં મહારાણીને વિનતિ કરી કે-"હે મહારાણી ! મારા બેટા લલિતની તબીયત બહુ બગડી ગઇ છે તો તેને સાજો કરવાને તું તેની પાસે આવીશ ?" પણ મહારાણીએ આવવાની ના કહી અને કહ્યું કે "તે સાંજસુધીમાં મરી જશે નહિ એ નક્કી છે કારણકે આ તાવથી માણસો દિવસે મરી જતા નથી પણ રાત પડતાં કે-સહવાર

પડતાં મરે છે. વળી માંદગી બરાબર રીતે પૂરી થાય તો વધારે સારૂં કારણકે માંદગી પૂરી થયા પહેલાં હું તેને સાજો કરૂં તેના કરતાં પૂરી થયા પછી હું મારી વિદ્યા અજમાવું તેમાં દર્દીનું વધારે હિત રહેલું છે."

તેનો આવો જવાબ સાંભળીને હું ત્યાંથી ચાલ્યો જવા તૈયાર થયો, એટલામાં માયાએ મને કહ્યું: " હરપાળ! તું મારી પાછળ પાછળ ચાલ્યો આવ, હું તને કાંઇ અદ્‌ભુત વાતો કહું અને આ દેશની ગુફાઓની ખૂબીઓ બતાવું."

તેની સુંદરતા અને તેનાં બીજાં આકર્ષણોથી હું મુગ્ધ બની ગએલો હતો, એટલે તેની કોઈ પણ આજ્ઞાની મારાથી તેને ના કહી શકાતી નહિ; તેથી મેં તેની આજ્ઞા માન્ય કરીને તેની પાછળ પાછળ ચાલવા માંડયું. તે પોતાના તખ્ત પરથી ઉઠી અને પોતાનાં મુંગાં દાસ-દાસીઓને ઇશારાથી કાંઇક સમજાવીને પોતે ચોતરા પરથી હેઠળ ઉતરી. ચાર દાસીઓએ હાથમાં મશાલો પકડી તેમાંની બે આગળ અને બે અમારી પાછળ પાછળ ચાલવા લાગી. બીજી બધી દાસીઓ અને દાસો ચાલ્યાં ગયાં.

તે બોલી: " હરપાળ! બોલ, હવે તને આ સ્થાનની બીજી નવાઇઓ અને ખૂબીઓ જોવાની ઇચ્છા છે? આ મોટી ગુફા જો; બોલ, આના જેવડી ગુફા તેં કોઈ વાર જોઇ છે ખરી? નહિ જ જોઈ હોય. આ અને આવી બીજી અનેક ગુફાઓ પૂર્વે આ સ્થળે રહેતી જાતિઓએ કોતરીને તૈયાર કરી હતી. તે જાતિઓ અહીંજ રહેતી હતી. તે જાતિઓ બુદ્ધિમાન અને અદ્‌ભુત શક્તિવાળી હશે તે વિષે શંકા નથી. ઇજીપ્તના લોકોની પેઠે તેઓ પણ જીવતાં મનુષ્યો કરતાં મરેલાં મનુષ્યો વિષે વધારે વિચાર કરતા હશે. આ બધી ગુફાઓ, આ આલો, આ કોતરણી એ બધું તૈયાર કરવા કેટલાં માણસો રોકાયાં

હશે અને તેમને તે માટે કેટલો વખત લાગ્યો હશે, તેની તું કાંઈ કલ્પના કરી શકે છે?"

"લાખો માણસોએ હજારો વર્ષો સુધી કામ કર્યું હશે." મેં જવાબ આપ્યો.

"ત્યારે હુરપાળ! હું ધારૂં છું કે અહીં વસી ગએલી જાતિઓ કદાચ હિંદમાં થએલા મહાભારતના યુદ્ધની પણ પહેલાંની હશે. આ બધી કોતરણીમાં ચિત્રલિપિ છે અને તે તીબેટ તથા ચીનની લિપિઓને વધારે મળતી આવે છે એટલે અહીં હિંદ અને ચીનની સંસ્કૃતિના મિશ્રણ રૂપ જાતિઓ થઈ ગઇ હોય તો નવાઇ નથી. આ ચિત્રલિપિમાં કરવામાં આવેલું લખાણ હું કાંઇક-કાંઇક ઉકેલી શકું છું. જો, આ ગુફા એ લોકોએ છેલ્લામાં છેલ્લી કોતરી કાઢી હોય એમ લાગે છે." એમ કહીને માયાએ પોતાની મૂંગી દાસીઓને ઈશારત કરી એટલે તેમણે પોતાના હાથમાંની મશાલો ઉંચી ધરી રાખી અને તેના પ્રકાશમાં જોવામાં આવ્યું કે પેલા ચોતરાની ઉપરના ભાગમાં એક વૃદ્ધ પુરૂષની આકૃતિ કોતરી કાઢવામાં આવેલી હતી. તે પુરૂષ એક તખત ઉપર બેઠો હતો. તેના હાથમાં દંડ હતો. તે કોઇ રાજાની આકૃતિ હોય એવું મને લાગ્યું. એ પુરૂષના તખ્તની હેઠળ ચિત્રલિપિમાં કાંઇ લખાણ કોતરવામાં આવ્યું હતું. આ લખાણનો અર્થ માયાએ મને કહી સંભળાવ્યો તે નીચે મુજબ છે:

"કામરૂપના રાજા તોરોની આજ્ઞાથી આ ગુફા કોતરવામાં આવી છે અને ત્રણસો વર્ષ સુધી સેંકડો માણસોના શ્રમનું આ ફળ છે. પ્રભુનો આશીર્વાદ રાજા તોરોની ઉપર ઉતરજો કે જેની મૂર્તિ ઉપર કોતરવામાં આવી છે."

માયા આગળ બોલી: " હરપાળ ! આ રાજા આજથી કેટલાં વર્ષ અગાઉ થઈ ગયો હશે તે હું પણ જાણતી નથી. ત્રણ સો વર્ષની મહેનતે આ ગુફા કોતરાઈ છે ને જેનાં આ બધી ગુફાઓ પાછળ હજારો મનુષ્યોએ હજારો વર્ષો સુધી મહેનત કરી હોય એ માનવા જેવી વાત છે. આજથી બે હજાર વર્ષ પહેલાં મેં આ ગુફા જેવી જોઈ હતી તેવી જ તે અત્યારે પણ છે. આ ઉપરથી આ પ્રદેશ કેટલો જૂનો હશે, તેની સંસ્કૃતિ પણ કેટલી જૂની હશે તેનો કાંઈક ખ્યાલ આવશે. હવે તું મારી સાથે આગળ ચાલ. આ પ્રદેશના લોકોનું પતન કેવી રીતે થયું તે હું તને બતાવું." એમ કહીને તે આગળ ચાલી અને હું તેની પાછળ પાછળ ચાલ્યો. તે એક સ્થળે થોભી જ્યાં એક ગોળ ખડક હતી અને તેની પાસે એક મોટું બાકોરું હતું. એ બાકોરાની હેઠળ બીજું ભોંયરૂં અથવા ગુફા હશે એમ તુરત સમજી શકાતું હતું. માયાએ મને પૂછયું: "બોલ, આ શું હશે તે તું કહી શકે છે ?"

મેં જવાબ આપ્યો: " હું કશું સમજતો નથી." એટલે તુરત માયાએ દાસીઓને ઇશારો કર્યો અને તેમણે મશાલો ઉંચી કરી. દિવાલો ઉપર પેલા લેખના જેવી જ ચિત્રલિપિમાં લાલ રંગથી કાંઈ અક્ષરો લખેલા હતા તે ઉપર મારી નજર પડી. એ લખાણ ઘણું જૂનું હશે એમ દેખાતું હતું પરંતુ અક્ષરો હજી બરાબર ઓળખાય તેવા હતા. માયાએ તેનો ભાવાર્થ મને કરી સંભળાવ્યો.

" હું કામરૂપનો ધર્મગુરૂ આ લેખ રાજા તોરોની પછી છસો વર્ષે લખું છું. આજે કામરૂપનું પતન થઈ ચુકયું છે, અને પતનના અવશેષો ઉપર મારા ઉદ્દગાર કાઢું છું. તેની ગુફાઓ હવે સૂની પડી છે, તેનો વેપાર હવે જમીનદોસ્ત થયો છે, તેના લોકો મરી ખૂટયા છે. જ્યાં

એક વાર જમણુ જમાતાં અને નાચ થતા ત્યાં આજે વરૂઓ અને ઘુવડો ઘુરકે છે. આ બધી ગુફાઓ હવે ભવિષ્યની જાતિઓને માટે ખંડેર રૂપે પડી છે. બે વર્ષ પહેલાં આ દેશ ઉપર કાળ ઉતર્યો. એવો રોગચાળો ચાલ્યો કે તેના પંજામાં નાના અને મોટા સૌ સપડાયાં. કામરૂપનાં નાનાં મોટાં ગામ ઉજ્જડ થઈ ગયાં કારણકે માણસો મરણ પામવા લાગ્યાં હતાં. રાય અને રંક, સ્ત્રી અને પુરૂષ, બાળક અને વૃદ્ધ સૌ એકદમ કાળાં પડી જતાં અને મરણ પામતાં. આ મહામારીથી રાત અને દિવસ મરણ થવા લાગ્યાં અને જે થોડાં જીવતાં રહ્યાં તેઓ પાછળથી દુકાળને લીધે મૂઆં. મરેલાંનાં મુડદાંને કોહાયા વિના આબાદ રીતે જાળવી રાખવાનો રીવાજ હોવા છતાં માણસો એટલાં બધાં મરતાં કે તે બધાંને જાળવી રાખવાનું બની શક્યું નહિ એટલે આ હેઠળના ભોંયરામાં બાંકાવાટે મુડદાંઓને એક પછી એક નાંખી દેવામાં આવ્યાં. બીજું કશું નહિ તો તેમનાં હાડકાં જળવાઇ રહે એટલું એ બસ છે એમ માનીને આમ કરવામાં આવ્યું. હવે હું એકલો માત્ર આ આખા દેશમાં જીવતો છું એમ હું માનું છું. બીજું કોઈ અહીં જીવતું હોય તો તેની મને ખબર નથી, પરંતુ ઘણું કરીને કોઇ જીવતું નથી. મારૂં શરીર કાળું પડતું જાય છે અને હું પણ હવે મરી જઈશ, પરંતુ હું આ માત્ર મારા હૃદયનું દુઃખ દર્શાવવાને જ લખું છું. અરેરે કામરૂપ પડયો, સુંદર સ્ત્રીઓ, તેના પુરૂષો, તેની આબાદી, તેની વિદ્યાઓ, બધાનો નાશ થયો !"

આ લેખનો ભાવાર્થ સાંભળીને મેં આશ્ચર્યથી નિસાસો નાંખ્યો. આખા દેશનો દરેકે દરેક માણસ મરણ પામ્યા પછી એકજ જીવતો રહેલો માણસ આવો લેખ લખીને મૂકતો જાય એ વિચારથી હું મંત્રમુગ્ધ બની ગયો. અહા ! આ વિશાળ ગુફામાં એ એકલાં માણસે

કોઇ ઝાડના રસથી આ અમર અક્ષરો લખ્યા હશે, ઉંડા નિસાસા નાંખ્યા હશે, અને પોતાના દેશની પ્રજાના સર્વનાશ ઉપર ઉનાં આંસુ સાર્યા હશે, ત્યારે તેના અંતરમાં દુઃખની કેવી જ્વાળા ભભુકતી હશે તેનો વિચાર મને વારંવાર થવા લાગ્યો.

માયા મારા ખભા ઉપર હાથ મૂકીને બોલીઃ “ હરપાળ ! આવી કાંઈ કાંઈ જાતિઓ કામરૂપમાં વસી હશે અને નાશ પામી હશે, કાંઇ કાંઈ સંસ્કૃતિઓ તે લાવી હશે અને મૂકી ગઇ હશે એમ તને હવે નથી લાગતું ? ”

“ મહારાણી ! અત્યારે મારૂં મગજ બહેર મારી ગયું છે. આ દેશના ભૂતકાળના વિચારમાં મારૂં મગજ ગુમ થઇ ગયું છે એટલે હું બીજું કશું વિચારી શકતો નથી, માયા ! દુનિયાં ઘણી-ઘણી જુની છે એ વાત તો સાચી ! ”

“ હા, બરાબર. દુનિયા ઘણી જુનીજ છે. કાળનો પ્રવાહ વહેતો જાય છે, જૂના યુગો આથમે છે, નવા યુગો આવે છે અને તેની સાથે નવી જાતિઓ અને નવી પ્રજાઓ પણ આવે છે. તેમની કળા, કારીગરી અને વિદ્યાઓમાંનાં કોઇ અવશેષો ટકે છે અને કેટલીક વાર તો કશુંએ ટકતું નથી અને તેમનું સ્મરણ પણ કાળના પ્રવાહમાં ઘસડાઇ જાય છે. આવી ઘણી જાતિઓમાંની આ પણ એક જાતિજ હશે. એવી જાતિઓમાંની કોઇ આવી ગુફાઓ કોતરે છે તો તેમનાં સ્મરણો રહે છે, નહિતો કશું સ્મરણ રહેતું નથી. અને જો ધરતીકંપ થાય કે સાગર ધસી આવે તો આવી ગુફાઓ પણ નાશ પામી જતાં વાર લાગે નહિ ! બુદ્ધ ભગવાન કહેતા તે પ્રમાણે આ જગતમાં કશું નવું છેજ નહિ, માત્ર પ્રત્યેક વસ્તુ રૂપાંતરને પામે છે. આ ધર્મગુરૂનો લેખ વાંચ્યા છતાં આ પ્રદેશનાં બધાં

માણુસો મરણ પામ્યાં હોય તેમ હું માનતી નથી. આ પ્રદેશમાં ઘણાં નગરો હતાં અને તેમાંનાં કોઈ કોઈ મહામારીથી મુક્ત રહ્યાં હશે. બીજી જાતિના લોકો અહીં આવ્યા હશે અને અસલ વતનીઓની સ્ત્રીઓની સાથે પરણીને તેમણે નવી જાતિ ઉત્પન્ન કરી હશે એમ માની શકાય છે. આ જંગલી લોકો તેમનાજ વંશજો હશે તેથીજ જૂના વખતથી અહીંની સ્ત્રીઓ જાદૂગરણી હોય છે એવી માન્યતા ચાલી હશે આ બધાં મારાં અનુમાનો છે; સત્ય વાત હું શું જાણું? મારી વિદ્યા બહુ ઉંડા ભૂતકાળને નિરખી શકતી નથી. હવે તું ચાલ, પેલા બાંકોરામાંથી જે મુડદાં ભોંયરામાં ભંડારી દેવામાં આવ્યાં હતાં તે સ્થાન હું તને બતાવું; એવું સ્થાન તારી જીંદગીમાં તને બીજે ક્યાંય જોવાનું મળશે નહિ."

એક બાજુને માર્ગે હું આયાની સાથે સાથે ચાલ્યો. પછી એક પત્થરની સીડી આવી તે અમે ઉતર્યાં. એ સીડીનાં પુષ્કળ પગથીયાં ઉતરીને અમે આશરે સાઠેક ફીટ જેટલા ઉંડા ભોયરામાં આવ્યાં: એ ભોંયરામાં દૂર દૂરનાં બાંકોરાં દ્વારા હવા આવતી હતી પણ એ બાંકોરાં મારા જોવામાં આવતાં નહોતાં. દાસીઓએ મશાલો ઉંચી ધરી એટલે તેના પ્રકાશમાં મેં એવો દેખાવ જોયો કે જેવો દેખાવ મેં મારી જીંદગીમાં બીજે કયાંય જોયો નથી. એક ઉંડા અને વિશાળ ભોંયરાની કોરણ પર અમે ઊભાં હતાં. એ ભોંયરાને એક ખાડો પણ કહી શકાય કે જે ખાડો કેટલો ઉંડો હશે તેનું અનુમાન મારાથી કરી શકાતું નહોતું. એ ખાડાની ફરતી નીચી દીવાલની કીનારી બાંધવામાં આવેલી હતી. ખાડામાં શું હતું? કેવળ હાડપીંજરોનો ઢગલો! હજારો હાડપીંજરોનો એ ઢગલો હશે! ખાડો ભરાઈ જવા ઉપરાંત તેની કોરણની ઉપરથી પણ એ ઢગલો ઉંચો ચડેલો હતો અને

ભોંયરાની ઉપરની છતની લગોલગ પહોંચેલો હતો ! ! એ છતની અંદર પેલું બાકોરૂં હતું કે જેની વાટે ભોંયરાની અંદર મુડદાંને નાંખવામાં આવ્યાં હતાં. આટલાં બધાં હાડપીંજરોના ઢગલાનું દૃશ્ય કેટલું ભયંકર હોય તે કહેવાની જરૂર નથી. કેટલાંક હાડપીંજરો ઉપર તો હજી ચામડી પણ વળગી રહેલી હતી અને એવાં મુડદાં એ સફેદ હાડકાંના ઢગમાંથી અમારી સામે ટગર ટગર જોઇ રહ્યાં હોય એવું લાગતું હતું. આ બધું જોઇને હું અંતરથી ધ્રુજવા લાગ્યો. મારાં રોમ થરથરવા લાગ્યાં. મારાથી હમણા ભયની ચીસ પાડી દેવાશે એમ મને લાગ્યું. એટલામાં તો એક ખોપરી એ ઢગલામાંથી દડદડ કરી નીચે ધસી આવી અને તેનો અવાજ સાંભળતાં મને ભ્રમ થયો કે મારી માનસિક નબળાઇ ઉપર જાણે કોઇ અટ્ટહાસ્ય કરી ન રહ્યું હોય ! હું કારણથી બે ડગલાં પાછળ હઠી ગયો.

મેં કહ્યું: " હવે ચાલો આપણે અહીંથી જઇએ. આ બધાં હાડપીંજરો પેલી મહામારીમાં કાળને મુખે પડેલી આખી જાતિનાં માણસોનાં હશે, નહિ વારૂ ?" એમ કહીને મેં ચાલવા માંડયું.

માયા બોલી: " હા. વળી આ દેશના લોકો ઇજીપ્તના લોકોની પેઠે મુડદાંઓ જાળવી રાખવાની કળા પણ સારી પેઠે જાણતા હતા. મુડદાંઓ જાળવી રાખવાની બેઉ દેશોની કળામાં મોટો ફેરફાર હતો. આ દેશના લોકો મુડદામાં કોઇ પ્રવાહી વસ્તુની પીચકારી મારતા, તે પ્રવાહી વસ્તુ દરેક અંગમાં પહોંચતી અને તેથી મુડદું કોહાઇ ગયા વિના જેમનું તેમ આબાદ રહેતું. પણ રહે, હું તને તે બતાવું." એમ કહેતી માયા જરા આગળ જઇને એકાએક એક નાના બારણા પાસે થોભી અને તેણે દાસીઓને પોતાની મશાલો ધરવા ઇશારત કરી. અમે એક નાના ઓરડામાં દાખલ થયાં. એ ઓરડો

મારા સુવાના ઓરડાના જેવોજ હતો, માત્ર ફેરફાર એટલો હતો કે તેમાં એકને બદલે બે પત્થરના બાજઠ જેવા ઉંચા નાના ચોતરા હતા. એ ચોતરા ઉપર બે મુડદાંઓ હતાં જેની ઉપર પીળા રંગનું ઘાસનું બારીક કપડું ઓઢાડેલું હતું. તે ઉપર બારીક રજ છવાઇ ગએલી હતી. કેટલાએ વર્ષોની એ રજ હશે, પરંતુ વર્ષોના પ્રમાણમાં બહુજ આછી રજ હતી, કારણકે આ સ્થળે રજ બહુ પડે એવું કશું હતું જ નહિ. અહીં કેટલાંક ચિત્રકામવાળાં વાસણો જ્યાં ત્યાં પડેલાં હતાં પરન્તુ અલંકારો, ઘરેણાં કે હથિયારો નહોતાં.

માયા બોલીઃ "હુરપાળ ! એ વસ્ત્રો ખસેડી નાંખ." મેં તેમ કરવાને હાથ એક વાર લંબાવ્યો, પરન્તુ તુરત પાછો ખેંચી લીધો, કારણકે વસ્ત્ર ખસેડતાં મને કાંઇક ભય લાગ્યો. એ વસ્ત્રોની હેઠળ બીજાં વધુ બારીક વસ્ત્રો લપેટેલાં હતાં. એ બારીક વસ્ત્રો પણ માયાએ કાઢી નાંખ્યાં, અને મારી જીંદગીમાં પહેલીજ વાર મેં એ હજારો વર્ષોનાં જાળવી રાખેલાં મુડદાં તેના અણીશુદ્ધ સ્વરૂપમાં જોયાં. એમાંનું એક મુડદું સ્ત્રીનું હતું. સ્ત્રી પાંત્રીસેક વર્ષની વયની હોય એમ લાગતું હતું અને ખરેખર તે એક સુંદરી પણ હતી. તેની આંખો, પોપચાં, ભમર, નાક, ગાલ, ઇત્યાદિ સ્પષ્ટ હતાં. કોઇ જીવતી સુંદરી ઉંઘમાં પડેલી હોય એવોજ એ મુડદાનો દેખાવ હતો. તેના વાળ છુટા હતા અને એક હાથને ઓશીકું બનાવીને તે સૂતી હતી. તેની બાજુએ એક નાનું બાળક સૂતેલું હતું. દેખાવ ભયંકર હોવા છતાં મધુર લાગતો હતો. એ સ્ત્રી ઉંઘતી નથી પણ મૂએલીજ છે એવું ભાન થતાં મારી આંખમાં આંસુ ઝમવા લાગ્યાં. હજારો વર્ષ પહેલાંના કોઇ સુખી ઘરની એ ગૃહિણી હશે, અને પોતાના વહાલા બાળકને લઇને જ તે મૃત્યુશય્યામાં સૂતી હશે એવું ભાન આ

દેખાવ જોતાં થતું હતું. ઇતિહાસકાર ઇતિહાસગ્રંથનાં પાનાં ઉપર લખે તે કરતાં આ અવશેષો તે સમયના ઇતિહાસને વધારે સ્પષ્ટાકારમાં દૃષ્ટિ સમીપે રજૂ કરતાં હતાં. મેં અતિ માનપૂર્વક તેની ઉપર પાછાં વસ્ત્રો ઢાંકયાં અને ઉંડા નિસાસો નાખતાં વિચાર થવા લાગ્યો કે, અરેરે! આવી સુંદરી શું યુવાન વયમાં ફુલની પેઠે કરમાઇ જવાનેજ સરજાઇ હશે? પછી હું બીજા મુડદા પાસે ગયો અને તેની ઉપર ઓઢાડેલું વસ્ત્ર ખસેડયું. તે એક પ્રૌઢ વયના પુરૂષનું મુડદું હતું. તેને લાંબી દાઢી હતી અને સફેદ વસ્ત્રો પહેરાવેલાં હતાં. મેં ધાર્યું કે આ પુરૂષ પેલી સુંદર સ્ત્રીનો પતિ હશે અને તે પણ તેની પછી કેટલાંક વર્ષ જીવીને પોતાની પત્નીની પાસેજ મૃત્યુશય્યામાં સૂતો હશે.

અમે એ ઓરડામાંથી નીકળીને બીજા ઓરડામાં ગયાં. ત્યાં જે જે મેં જોયું તે બધાનું વર્ણન કરવા બેસું તો પાર ન આવે. એવા દરેકે દરેક ઓરડામાં જાળવી રાખેલાં મુડદાઓજ હતાં અને તેની સંખ્યા કેટલી હશે તે કહી શકાય તેમ નથી. જ્યારથી તે મુડદાંઓને અહીં જાળવી રાખવામાં આવ્યાં ત્યારથી આજસુધી કોઇએ તે ખસેડયાં કે હલાવ્યાં-ચલાવ્યાં હોય તેમ લાગતું ન હતું. આ બધાનો ખ્યાલ આપવા બેસું તો તેનું એક જૂદુંજ પુસ્તક ભરાય.

લગભગ બધાં મુડદાં હજારો વર્ષનાં જૂનાં હોવા છતાં તદ્દન સંપૂર્ણ હતાં: એવાં તાજાં દેખાતાં હતાં કે જાણે આજેજ મરી ગએલાં માણસોના તે હોય! એ એકાંત ગુફાઓમાં તેની ઉપર કાળની જરા પણ અસર લાગી ન હોય તેવાં તે દેખાતાં હતાં. ઠંડી, ભેજ કે ગરમી એ કશાની અસર તેમની ઉપર થઇ નહોતી. એવાં સુંગધી-દ્રવ્યો તેમાં દાખલ કરવામાં આવ્યાં હતાં કે જેથી તે કોહાઈ કે ગંધાઇ ઉઠેલાં નહોતાં અને તાજાં જ માલૂમ પડતાં હતાં. છતાં

કોઇ કોઇ મુડદાં બગડેલાં પણ હતાં. આ બગાડો ઉપરથી જોતાં જણાતો ન હતો. ચામડી આબાદ હતી પરન્તુ આપણે તેની ઉપર આંગળી દબાવીએ તો એવું જણાય કે જાણે અંદરનું માંસ કેવળ રાખરૂપ બની ગયું હોય ! માયાએ મને કહ્યું કે આ ખામીનું કારણ એ હતું કે એ મુડદાંને જાળવી રાખવા માટેની ક્રિયા કરવામાં કાંઇ ઉતાવળ થઇ હોય અથવાતો તેમાં દાખલ કરવામાં આવેલા પદાર્થોમાં કાંઈ ખામી હોય. કેટલાંક મુડદાં માત્ર એક જાતના ઝાડના રસમાંજ બોળીને જાળવી રાખવામાં આવતાં અને તે મુડદાં બરાબર જળવાતાં નહિ. એવાં ઝાડ આગલા વખતમાં કામરૂદેશમાં થતાં અને તેનો ઉપયોગ માત્ર સારાં મનુષ્યોનાં મુડદાં જાળવી રાખવા માટેજ કરવા માટે તે ઝાડનું સારી પેઠે રક્ષણ કરવામાં આવતું. રાજાની આજ્ઞા વિના તે ઝાડનો ઉપયોગ કોઇ કરી શકતું નહિ. મુડદામાં પીચકારીથી જે દવા દાખલ કરવામાં આવતી તે દવા એ ઝાડનાં મૂળમાંથી તૈયાર કરવામાં આવતી.

જે મુદડાંની છેલ્લી પથારી અમે જોઇ તે વિષે થોડું વર્ણન અહીં કરવું જોઇએ. તે પથારીમાં બે મુડદાં હતાં અને તેને પાસે પાસે સુવાડવામાં આવેલાં હતાં. તેની ઉપર ઓઢાડેલાં કપડાં મેં ખેંચી લીધાં એટલે જણાયું કે એક જુવાન અને એક યુવતી એક એક બીજાને બાથ ભીડીને સૂતેલાં હતાં ! સ્ત્રીનું મસ્તક પુરૂષના હાથ ઉપર ટેકવેલું હતું અને પુરૂષ સ્ત્રીના કપાળ ઉપર ચુંબન લઇ રહ્યો હતો. મેં પુરૂષનો ઝભ્ભો જરા ખસેડીને જોયું તો જણાયું કે તેની છાતીમાં કટારનો ઘા વાગેલો હતો, અને તેવોજ ઘા સ્ત્રીના સ્તન હેઠળ કાળજા ઉપર લાગેલો જણાતો હતો. આ બેઉનું જોડું કટારના ઘાથીજ મરણ પામ્યું હશે એમ તુરત સમજી શકાતું હતું. પથારી

ઉપરની ખડકમાં કાંઇ અક્ષરો કોતરેલા હતા જેનો અર્થ માયાએ મને સમજાવ્યો કે તે શબ્દો " મૃત્યુમાં પરણેલાં " એ મુજબ હતા. આ સુંદર સ્ત્રી અને પુરૂષના જોડાના જીવનનો ઇતિહાસ શો હશે ? તેઓ મૃત્યુ પામતાં છતાં કેમ છૂટાં નહિ પડયાં હોય ? આ વિષે મને વિચાર થવા લાગ્યો.

મેં મારી આંખો બંધ કરી અને વિચારને આધારે કલ્પના પાંખો ફફડાવતી ઉડવા લાગી અને સેંકડો વર્ષોનો કાળસાગર તરી-ને તેની પેલે પાર આવેલા દૃશ્યને જોવા લાગી. અહા ! જાણે કે હું એ ભૂતકાળનો દેખાવજ મારી દૃષ્ટિથી જોઇ રહ્યો હોઉં એવો મને સંપૂર્ણ ભાસ થવા લાગ્યો ! જાણે આ સુંદર બાળાના સોનેરી વાળ તેના સફેદ વસ્ત્ર ઉપર થઇને નીચે ઝુલી રહ્યા છે. એ વિશાળ ગુફા-માં ચોમેર લાંબા દાઢીવાળા સૈનિકો શસ્ત્રાસ્ત્રો સજીને ઉભરાઈ રહ્યા છે અને જે પત્થરના ચોતરા ઉપર બેસીને માયાએ ન્યાય તોળ્યો હતો તે જ ચોતરા ઉપર એક ઝભ્ભો પહેરેલો પુરૂષ ઉભો છે. એક-દમ એક પુરૂષ જાંબલી રંગના ઝભ્ભામાં સજ્જ થઇને આવે છે અને તેની આગળ તથા પાછળ તેના સાથીઓ અને સુંદર સ્ત્રીઓ લગ્નગીત ગાતાં ગાતાં આવે છે. પેલી સુંદર બાળા તેને જોઇ-ને ધ્રૂજી ઉઠે છે, તેનાં ગાત્રો ઠંડાં પડી જાય છે. લોકોના ટોળાની ગીર્દીમાંથી એકાએક એક કાળા વાળવાળો જુવાન કુદી પડે છે અને લાંબા વખતથી ભુલાયલી એ બાળા ઉપર પોતાનો હાથ મૂકે છે અને તેના ફીક્કા પડી ગયેલા ગાલ ઉપર ચુંબન લે છે. બાળાના વદન ઉપર લાલ સુરખી તરી આવે છે. તુરતજ ઘોંઘાટ અને તોફાન જાગે છે. તલ્વારો ઉછળે છે અને પેલા જુવાનને એ બાળાના બા-હુપાશમાંથી જોરથી છૂટો કરવામાં આવે છે. લોકો જુવાનના કલે-

જામાં કટાર ઘોંચી દે છે કે તુરતજ પેલી બાળા એક ચીસ નાંખતી એ જુવાનના કમરપટામાં ખોસેલી કટાર ખેંચી કાઢીને પોતાના કોમળ કલેજામાં જ હુલાવે છે. જુવાન અને બાળા બેઉ બેભાન થતાં ભોંયે પટકાઇ પડે છે. હવે ચોમેર વિલાપનો ધ્વનિ ઉઠે છે અને તે સાથેજ મારી દષ્ટિ સમીપેનું અદશ્ય દર્શન અળપાઇ જાય છે. આ અદશ્ય દર્શનની વાત કેટલાકને વિચિત્ર લાગશે પરંતુ ખરેખર એ દર્શન કેવળ સ્વપ્ન નહોતું. મારી ખુલ્લી આંખે મેં એ દસ્ય જોયું અને એક ક્ષણુમાંજ તે પુરૂં થઈ ગયું. કદાચ એને કોઈ મારૂં સ્વપ્ન માનશે, પરન્તુ સ્વપ્ન એ શું છે ? શું સ્વપ્ન એ સત્ય ઘટનાના ઓળારૂપ નથી હોતું ?

આ દર્શન પસાર થઈ ગયું કે તુરત માયા એ બેઉ મુડદાને પુનઃ વસ્ત્રથી ઢાંકતી બોલીઃ "જોયું આ મનુષ્ય પ્રાણીનું ભાગ્ય ? જેવી રીતે આ દંપતી મૃત્યુની શાન્ત નિદ્રા લઇ રહ્યું છે તેવી રીતે આપણે બધાં એકવાર એ શાન્ત નિદ્રા લેવાનાં જ છીએ! હું આટલાં બધાં વર્ષોથી જીવું છું, છતાં હું એ એકવાર મૃત્યુની ગોદમાં સૂવાની છું. હા, તમારાં જેવાં થોડાં વર્ષોનાં મૃત્યુ મારે માટે નથી. તું મરીશ ત્યારપછી હજારો વર્ષે હું મરવાની, છતાં તારી પેઠે હું પણ મરવાની તો ખરીજ. કુદરતમાંથી મેળવેલા મારા જ્ઞાનના પ્રભાવથી હું આટલાં વર્ષો મૃત્યુને સારાથી દૂર જ રાખીને જીવું છું ખરી, તોપણ છેવટે હું પણ જ્યારે મરવાની જ છું, ત્યારે પછી ઘણાં વર્ષોનું જીવન પણ શા અર્થનું છે ? કાળના પ્રવાહમાં દસ હજાર વર્ષનો કે લાખ વર્ષનો ગાળો પણ શા હિસાબનો છે ? ગમે તેટલું લાંબું જીવન પણ સૂર્યના પ્રકાશમાં પીગળી જતા ધુમસથી વધારે નથી ! હરપાળ ! મનુષ્યનું ભાગ્ય આવું છે ! ખરેખર, મૃત્યુ આપણને ઝડપવાનું જ અને આપણે

મૃત્યુની નિદ્રામાં દટાઈ જવાનાં. એટલું ખરૂં છે કે આપણે જરૂર પાછા એ નિદ્રામાંથી જાગવાનાં-નવો જન્મ લેવાનાં અને પુનઃ મૃત્યુની નિદ્રા લેવાના, અને કાળસાગરના વહેતા પ્રવાહમાં એ જન્મમરણનાં પુનરાવર્તનો થયાં જ કરવાનાં. જ્યાંસુધી આખી દુનિયાનો પ્રલય નહિ થાય અને આ દુનિયાની પેલે પારની દુનિયાનો પણ પ્રલય નહિ થાય, ત્યાંસુધી આ પુનરાવર્તનો ચાલવાનાં અને તેવા પ્રલય પછી જ આત્માનું પરમ તત્ત્વ માત્ર જીવંત રહેવાનું. આપણ બધાં માટે અને મૃત્યુ પામેલાં બધાંને માટે અંતની સ્થિતિ કેવી છે? એ અંત તે જીવન છે કે મૃત્યુ છે? અત્યારે તો મૃત્યુ એ માત્ર જીવનને અંતે આવનારી રાત્રિની નિદ્રા છે પરન્તુ એ રાત્રિને અંતે આવતી કાલનું પ્રભાત જન્મવાનું અને પુનઃ રાત્રિ પડવાની! જ્યારે દિવસ અને રાત્રિ અર્થાત જીવન અને મૃત્યુ એ બેઉનો અંત આવશે અને જે કાળના પ્રવાહમાંથી તે જન્મ્યાં તેજ કાળના પ્રવાહમાં તે સમાઈ જશે, ત્યારે આપણી સ્થિતિ કેવી હશે, હરપાળ? એટલું બધું દૂરનું દર્શન કોણ કરી શકે? હું પણ એ દર્શન તો કરવા અસમર્થ છું!"

એકાએક સ્વર બદલાવીને તે આગળ બોલી: "હરપાળ! આ બધું તેં જોઈ લીધું કે તારે આ ગુફાઓમાંની બીજી અદ્‌ભુત વસ્તુઓ હજી જોવી છે? જો તારી ઇચ્છા હોય તો હું તને બીજી આવીજ વસ્તુઓ બતાવું અને કામરૂદેશના જે રાજાના વખતમાં આ બધી ગુફાઓ કોતરવામાં આવી હતી તે રાજાનું મુડદું પણ બતાવું. એ પરાક્રમી રાજા પણ આજે ભૂતકાળની છાયાનું દર્શન કરાવતો ગાઢ નિદ્રા લઈ રહ્યો છે અને જીવનની ક્ષુદ્રતાનું દર્શન કરાવી રહ્યો છે!"

મેં જવાબ આપ્યોઃ " ઓ મહારાણી! મેં બહુ-બહુ જોઇ લીધું—હવે વધુ જોવાની મને ઇચ્છા નથી. અત્યારે તો હું આ દમ્પતીના મૃત્યુના શોકથી ઘેરાઈ ગયો છું. ખરેખર, મૃત્યુ લોકનું જીવન તદ્દન નબળું છે અને મૃત્યુનો ત્રાસ તેને બહુ પીડા ઉપજાવી રહ્યો છે! મહારાણી! હવે તું મને અહીંથી લઇ ચાલ!"

---

## પ્રકરણ ૨ જું.

---

### કંબલકુમારનો અવતાર!

મુંગી દાસીઓ મશાલો લઇને આગળ થઇ એટલે અમે તેમની પાછળ પાછળ ચાલ્યાં. ચાલતાં ચાલતાં અમે એક સીઢી પાસે આવ્યાં જે સીઢી પર ચડીને અમે મહારાણીનાં આવાસમાં આવ્યાં. આ ઓરડો તેજ હતો કે જેમાં આગલે દિવસે બામદેવ પશુની પેઠે ચાર પગે ચાલતો ગયો હતો અને હું તેની સાથે બે પગે ચાલતો ગયો હતો. અહીંથી મહારાણીની રજા લઇને છુટા પડવાનો મારો ઇરાદો હતો, પરન્તુ મહારાણીએ મને રજા આપી નહિ! તેણે કહ્યુંઃ " નહિ, નહિ, હરપાળ! તું મારી સાથે અંદર ચાલ. તારી વાતથી મને આનંદ મળે છે. હરપાળ! તું જરા વિચાર કરી જો; બે હજાર વર્ષથી આ મારા ગુલામો સિવાય અને મારા પોતાના આત્મા સિવાય બીજા કોઇન સાથે વાતચીત કરવાની તક મને મળી નથી; જોકે આ બધા વિચારોથી મને બહુ જ્ઞાન મળ્યું છે તથા ઘણાં ગુપ્ત રહસ્યો મારા મન સમક્ષ ખુલ્લાં પડયાં છે, તોપણ મારા વિચારોથી હું હવે કંટાળી ગઇ છું અને મારી આસપાસના આ બધા ગુલામોના

મંડળ ઉપર મને અણગમો ઉપજે છે. મારી સ્મરણશક્તિ મારા મનને જે ખોરાક આપી રહી છે તે ખોરાક મને સ્વાદે કડવો લાગે છે અને માત્ર આશારૂપી દાંતથી જ તે ખોરાકને ચાવીને હું ગળા હેઠળ ઉતારૂં છું. હવે, જોકે મારૂં મગજ એક જુવાન માણસના જેવું લીલુંછમ અને સુકોમળ છે, તોપણ એ મગજ માત્ર વિચારો ને વિચારો કરી રહેનારી વ્યક્તિનું છે. તું મને જૂના વખતના તત્ત્વજ્ઞાનીઓ અને વિદ્વાનો જેવો લાગે છે. તક્ષશીલામાં અને બીજાં સ્થળોમાં મેં ભૂતકાળમા એવા વિદ્વાનો તથા પંડિતો સાથે બહુબહુ વાદવિવાદો કર્યા છે. તેં પણ તત્ત્વજ્ઞાનનાં અને બીજી વિદ્યાઓનાં પુસ્તકોનો સારી પેઠે અભ્યાસ કર્યો હોય એમ મને લાગે છે. માટે તું મારી સાથે અંદર ચાલ. પડદો પાડી દે અને મારી પાસે બેસીને વાતો કર. આપણે થોડો ફળાહાર કરીશું અને મોજીલી વાતો કરીશું. જો હું મારો ઘુંઘટ ફરીથી ઉઘાડું છું. જૂના વખતના તત્વજ્ઞાનીઓ પોતાના તત્વજ્ઞાનને ભૂલી જઈ ને જેવી રીતે મને અત્યંત સુંદર સ્ત્રી કહેતા, તેવી રીતે તું પણ મને સુંદર સ્ત્રી કહીશ તે હું જાણું છું."

એમ કહેતાં જ માયાએ પોતાના શરીરની આસપાસનાં બારીક સફેદ વસ્ત્રને હઠાવી દીધું અને જેવી રીતે સાપ પોતાની કાંચળી ઉતારી નાંખે છે ત્યારે તે ચકમતા સ્વરૂપમાં દેખાય છે તેવી રીતે એ વસ્ત્ર હેઠળ માયાનું રૂપસુંદર તેજસ્વી બદન ચમકવા લાગ્યું. તેણે પોતાની જાદૂભરી આંખો મારી સામે સ્થિર કરી અને એ સુંદર આંખોના બાણે મને વીંધી નાંખ્યો! અને પછી તે મધુરૂં મધુરૂં હસતી ઊભી!

અત્યારે મેં તેને કાંઈક જૂદી જ જાતના તાનમાં આવી ગએલી

જોઇ. તેના ઉંડા–ઉંડા મનનો રંગ બદલાતો જતો મને માલૂમ પડયો. ભોંયરામાંના પેલા ખંડમાં કારમી ભભુકી ઉઠતી જ્વાળાની સાથે સાથે તે જે શાપ અને ધિક્કાર પોતાની વૈરિણીની સામે વરસાવતી હતી તે વખતના જેવું ઉગ્ર તેનું મન અત્યારે નહોતું; પેલા જંગલી અપરાધીઓનો ન્યાય તોળતી વખતે તે જેવી ઠંડી અને ભયંકર લાગતી હતી તેવી દેખાતી નહોતી; અને પેલાં મુડદાંઓની વચ્ચે તે જીવનના રહસ્યની ગંભીર તથા ડાહ્યી વાતો કરતી હતી તેના જેવું તેનું મન પણ અત્યારે માલૂમ પડતું નહોતું. અત્યારે તો તે ઉત્સાહથી ચમકતી કાંઇ કાંઇ નખરાં કરતી અને તપસ્વી મુનિનો તપોભંગ કરવાને આવેલી રમણીય અપ્સરાના જેવી મને દેખાતી હતી! તે મધુરૂં મધુરૂં હસતી હતી, ઉંચા–નીચા શ્વાસ લેતી હતી, અને પોતાની મોહક આંખોમાંથી મારી સામે તીરની વૃષ્ટિ કરતી હતી. તેણે પોતાનો લાંબો કેશગુચ્છ વીખેર્યો અને તેમાંથી અજબ જેવી સુગંધ ચોપાસ પ્રસરી રહી. તેની ઉગ્રતા, ક્રૂરતા અને જ્ઞાનગંભીરતા અત્યારે ચાલી ગઇ હતાં અને એક મનોહર સુંદરીના સુકોમળ ભાવોમાં તે સ્નાન કરી રહી હતી. તેના મૃદુ સ્મિતમાં વિલાસપ્રિયતા દેખાતી હતી તે જોઈને મને વિચાર થતો હતો કે થોડી વાર પહેલાં મનુષ્ય જીવનની અસારતા વિષે મુડદાંઓની વચ્ચે જે જ્ઞાનની વાતો તે કરતી હતી તે આ જ માયા હશે કે કોઇ બીજી?

“ માટે, હરપાળ ! તું આવ અને એવી રીતે બેસ કે બેઠાં બેઠાં તું મને બરાબર જોઈ શકે. તને યાદ છે ને ? તારી ઇચ્છા જ મને જોવાની હતી અને તે જોવાથી તારા અંતઃકરણમાં આશા–નિરાશાની આગથી દુઃખ થાય તો તેમાં મારો કશો વાંક નથી; તારા મનમાં એવું થઇ આવે કે તારી નજર મારી ઉપર પડી તેને બદલે

તો તું વહેલો મૃત્યુ પામ્યો હોત તો સારૂં, તો તે માટે કાંઈ મારો દોષ નથી ! ત્યાં તું બેસ. અત્યારે મને મારી સુંદરતાનાં વખાણ ગમે છે, તો તું કહે—શું હું ખરેખર એક સુંદરી નથી ? જવાબ આપવામાં કાંઈ ઉતાવળ કરવાની જરૂર નથી. મારા એકેકે એક અંગ અને ઉપાંગને એક વાર તું બરાબર નીરખી લે. મારા દેહની એકંદર રમણીયતાનો વિચાર છોડીને મારા હાથ, પગ, વાળ, નાક, આંખ, ગાલ, કાન, ભવાં, ચામડીની સુકોમળતા, એ બધા ઉપર વિચાર કર અને પછી મને જવાબ આપ કે તેં મારા જેવી રૂપસુંદરી કોઈ સ્થળે જોઈ છે ? એટલુંજ નહિ પણ મારી રમણીયતાનો એક અણુ પણ જેનામાં હોય એવી કોઇ સુંદરી તારી દૃષ્ટિએ પડી છે ? હવે લાવ તારો હાથ; મારા સુકોમળ ગાલ પર, ગુંચાળા કેશ પર, મારી નાજુક કમર પર, મારા નરમ સાથળ પર તારો હાથ ફેરવી જો, દબાવી જો, અને પછી મને જવાબ આપ કે આવી સર્વાંગસુંદરતા કોઇ વાર તારી કલ્પનામાં પણ જન્મ પામી છે ?” આમ કહેતાં ખરેખર તેણે મારો હાથ પોતાના હાથમાં લઇને પોતાનાં જૂદાં જૂદાં અંગો પર મારા હાથને ફેરવાવ્યો, દબાવ્યો, મારાં આંગળાંને ગલગલી થતી હતી તેની પણ તેને સમજ પડી ગઇ !

આ બધું જોઇને હું શરમાઇ જવા લાગ્યો. હું એક પુરૂષ હતો, પણ તે તો સ્ત્રી કરતાં વિશેષ કોઇ દૈવી રમણી હતી; પ્રભુ જાણે તે કદાચ અપ્સરા હશે! પણ તત્ક્ષણ હું તેની પાસે ઘુંટણે પડયો અને મનમાં ગુંચવાતો-ગુંચવાતો બોલ્યો: “બહુ થયું, ઓ મહારાણી ! હું તારો સેવક છું, તને વશ થઇ ચૂકેલો તારો દાસ છું ! આદ્ય-શક્તિને મેં કોઇ વાર પૂજી નથી, પણ હું તને પૂજું છું ! જો તું હા કહે તો આ મારો અમર આત્મા તને પરણવાને માટે તારા પદ

કુરબાન કરી દેવા હું તૈયાર છું ! અને તને પ્રાપ્ત કરવા માટે કોણ પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર ન થાય ?"

ક્ષણભર માયા જરા આશ્ચર્ય પામેલી દેખાઇ; પછી તે ધીમુંધીમું હસવા લાગી અને છેવટે આનંદમાં આવી જઇને તેણે તાળી પાડી.

તે બોલીઃ "અરે હરપાળ ! આટલી બધી ઉતાવળ શી ? આટલી વારમાં જ તું મારી સમક્ષ ઘુંટણીએ પડી માથું નમાવી ચૂક્યો ? આટલા બધા યુગ આવ્યા અને ગયા પણ હજીસુધી મેં કોઇ પુરૂષને મારી સમક્ષ માથું નમાવીને ઊભેલો મેં જોયો નથી. અત્યારે જેઓ માથું નમાવે છે તેઓ પુરૂષો નથી પણ હેવાન છે ! ખરેખર, પુરૂષ સ્ત્રી સમક્ષ માથું નમાવે એ દેખાવ એક સ્ત્રીના હૃદયને તો બહુ ગમે—માનિનીઓની માનાભિલાષા તો એ રીતે તૃપ્ત થાયજ, અને મને પણ તેથી આનંદ કેમ ન થાય ? બોલ, હવે તું શું ઇચ્છે છે ? તું શું કરે છે તેનું તને ભાન નથી. હું તને કહી ચૂકી છું કે હું તારે માટે નથી; હું એકનેજ માટે નિર્માયલી છું અને તે સિવાય બીજા કોઇને માટે હું નથી. હરપાળ ! તું ડાહ્યો અને ભણેલો તો છે, પણ તું મૂર્ખાઇની પાછળ દોડનારો એક મૂર્ખો લાગે છે ! શું તું મને ચુંબન લેવા ઇચ્છે છે ? વારૂ, જો તેથી તને આનંદ થતો હોય તો ચુંબન લે !" એમ બોલતી માયા મારી તરફ જરા નમી અને મારી આંખોની સાથે પોતાની તીવ્ર આંખોને મીલાવતી બોલીઃ "તારી ઇચ્છા હોય તો ભલે ચુંબન લે ! ચુંબનથી કાંઇ ગાલ પર ગુમડાં થઇ જતાં નથી, માત્ર હૃદય ઉપરજ ચુંબન જખ્મ કરે છે ! પણ જો તું મને ચુંબન લઇશ તો હું તને ખરેખર કહું છું કે મારી પરના પ્રેમની જ્વાળાથી તારૂં હૃદય સેકાઇ જશે અને તું જરૂર મરણ પામીશ !" એમ કહેતાં તે હજી પણ મારી તરફ વધારે

નીચા નમી, એટલેસુધી કે તેના સુંવાળા કેશ મારી આંખોની પાંપણોને અડકવા લાગ્યા, અને તેનો સુગંધી ઉચ્છ્વાસ મારા મુખને સ્પર્શ કરવા લાગ્યો. આથી હું ગભરાયો અને બેભાન થવા લાગ્યો. પણ એકાએક મારા મનમાં બળ આવ્યું, હું ઉશ્કેરાયો અને માયાને મારા બાહુપાશમાં બીડવા મેં મારા હાથ પહોળા કર્યા: તત્ક્ષણ તે બદલાઇ ગઇ! તેણે પોતાનું મ્હોં પાછું હઠાવી લીધું! તેણે પોતાનો હાથ મારા માથા ઉપર ધર્યો અને મને લાગ્યું કે તે હાથમાંથી કશાનો પ્રવાહ વહેતો હતો, તેથી મારૂં તપી ગએલું મગજ ઠંડું થતું હતું, હું ભાનમાં આવતો હતો અને હમણાં હું શી મૂર્ખાઇ કરી રહ્યો હતો તે જાણવાની શુદ્ધ બુદ્ધ મારામાં દાખલ થતી હતી!

માયા જરા કડકાઇથી બોલી: "બસ, હવે આ મૂર્ખાઇભરી રમત પૂરી થવી જોઇએ. સાંભળ હરપાળ! તું ભલો અને પ્રમાણિક માણસ છે. હું તને બચાવી લેવા ઇચ્છું છું. પણ, દયાળુ બનવું એ એક સ્ત્રીને માટે કઠણ કામ છે. હું તને કહી ચૂકી છું કે હું તારે માટે નથી, તેટલા માટે મારી ઉપરથી તું તારા મનના વિચારોને હઠાવી લે, અને મારા માટેની બધી આશાઓ તું છોડી દે. તું નિરાશ થા, તો તે પણ સારૂં છે. હરપાળ! તું મને બરાબર ઓળખતો નથી. અત્યાર પહેલાંના દસ કલાકે જો તેં મને જોઇ હોત, તે વખતનો મારો ઉગ્ર કોપ તેં જોયો હોત, તો તું ભયથી ધ્રૂજીને મારી પાસેથી ક્યારનોએ નાસી ગયો હોત. હું અનેક સ્વભાવની સ્ત્રી છું અને પેલા વાસણમાંના પાણીની પેઠે હું અનેક વસ્તુઓનાં પ્રતિબિંબને મારા મગજમાં પાડી શકું છું. પરન્તુ એ પ્રતિબિંબો પસાર થઇ જાય છે એટલે હું તે ભૂલી જાઉં છું. પાણીમાં જેમ અનેક પ્રતિબિંબો પડે છે પણ તે પસાર થઇ જતાં જેવું ને તેવું પાણીજ

રહે છે, તેમ હું મારા વિકારો પસાર થઇ ગયા પછી હુંજ રહું છું; મારા ગુણોમાં કશો તફાવત થતો નથી. તેટલા માટે હું કેવી દેખાઉં છું તે તરફ તું ધ્યાન આપીશ નહિ, કારણકે હું ખરેખર કેવી છું તે તું કદાપિ જાણી શકવાનો નથી. જો તું મને વધુ વખત પજવીશ તો હું પાછો ઘુંઘટ પહેરી લઇશ અને પછી કોઇ વાર તું મારૂં મુખ જોઇ શકીશ નહિ."

હું ઉઠયો અને જે બાજઠ પર તે બેઠી હતી તેને બીજે છેડે હું બેઠો, છતાં હું લાગણીઓના ઉભરાથી ધ્રૂજી રહ્યો હતો. જેમ પવનનો ઝપાટો પસાર થઇ ગયા પછી પણ ઝાડનાં પાંદડાં કેટલીકવાર ધ્રૂજી રહે છે, તેમ મારો ક્ષણિક ઉન્માદ શમી ગયા પછી હું ધ્રુજતો હતો. ગઇ રાત્રે માયા મંત્રો ભણીને અગ્નિજ્વાળા ઉત્પન્ન કરતી હતી અને શાપનો વરસાદ વરસાવતી હતી તે દેખાવ મેં જોયો હતો પણ ભયને લીધે હું તે તેને કહેવાની હીંમત ધરી શકયો નહિ.

માયા આગળ બોલી: "લે, આ ફળ ખા! મનુષ્યને માટે સાચો ખોરાકજ ફળ છે. આ બે હજાર વર્ષમાં હિંદુસ્તાનમાં શા શા ફેરફારો થયા છે, શા શા નવા ધર્મો નીકળ્યા છે, કેવી કેવી તત્વજ્ઞાનની શાળાઓ ફૂટી નીકળી છે, તે બધુ તું હવે મને કહે."

હું હવે કાંઇક શુદ્ધિમાં આવ્યો હતો અને મનની નબળાઇને વશ થઇને મેં માયાને ચુંબન લેવાની જે અધીરાઇ બતાવી હતી તેથી મને શરમ આવતી હતી. હિંદુસ્તાનમાં છેલ્લાં બે હજાર વર્ષમાં નીકળેલા નવા ધર્મો અને તત્વજ્ઞાનની શાખાઓની વાત કહેતાં મેં તેને બૌદ્ધ ધર્મની તથા જૈન. ધર્મની પડતીની વાત કહી, શંકરાચાર્યે હિંદુ ધર્મને પુનઃ પ્રજ્વલિત કર્યો અને મુસલમાનો હિંદમાં ઇસ્લામ ધર્મ લાવ્યા તથા ખ્રિસ્તીઓ ખ્રિસ્તી ધર્મ લાવ્યા એ બધી વાતો

કરી. એ બધા ધર્મોના તત્વજ્ઞાનની કેટલીક ઉપલક વાતો પણ મેં કરી, પરન્તુ તેનું ધ્યાન એ તત્વજ્ઞાન પર લાગ્યું નહિ. તે ધર્મો સ્થાપનારાઓના વ્યક્તિત્વ વિષેની વાતો જાણવામાંજ તેને રસ પડતો હોય એમ મને લાગ્યું.

તે બોલી: " હાં હાં! ત્યારે હિંદમાં ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામ ધર્મ એ બે નવા ધર્મો આવ્યા! આ બેઉ ધર્મો વિષે મેં આજે પહેલીજ વાર સાંભળ્યું. નવા ધર્મો જાગે છે અને જૂના ધર્મો ભૂલાય છે, ધર્મોની સાથે સંસ્કૃતિ ઉત્પન્ન થાય છે અને પસાર થઇ જાય છે! આ બધા ધર્મોના ઘર્ષણમાં દુનિયાને અને મનુષ્યસ્વભાવને માત્ર વેઠવું પડે છે. અહા! આ બિચારા ધર્મોનાં ખોખા મનુષ્ય પ્રાણીને કશો લાભ કરી દેવાનાં નથી; માત્ર મનુષ્ય એટલુંજ સમજે કે તેણે પોતેજ પોતાની મુક્તિનો માર્ગ સાધવાનો છે—એ ધર્મો કશું કરી દેવાના નથી, તો કેવું સારૂં? મનુષ્યમાં જીવન છે, શક્તિ છે, સારૂં-નરસું પારખવાની બુદ્ધિ છે, પછી તેણે શા માટે ધર્મોનાં પૂંછડાં પકડવાં જોઇએ? શામાટે કોઇ અજાણ્યા દેવતાની પત્થરની મૂર્તિને દંડવત્ પ્રણામ કરવા જોઇએ?"

હું આશ્ચર્ય પામ્યો. જડવાદના જેવી વાતો હું વીસમી સદીના આગેલા ભારતમાં સાંભળતો હતો, તેના જેવીજ આ વાતો હતી! અનેક ધર્મોમાંથી હિંદ પસાર થયું છે અને થતું જાય છે અને હવે તો એ ધર્માવલંબનથી લોકો કંટાળતાં જાય છે, મૂર્તિપૂજામાં લોકોને બાલીશ રમત દેખાતી જાય છે, એ બધું જોતાં મને આ નવી વિચારશ્રેણી અને માયાની વિચારશ્રેણીમાં કેટલીક સમાનતા લાગી, પણ તે વિષે કશું માયાને પૂછવાની અગત્ય મને જણાઈ નહિ. અત્યારસુધીમાં જે વિચિત્ર લાગણીઓનો અનુભવ મને થયો હતો,

તેથી હું થાકી ગયો હતો, અને આ અખૂટ જ્ઞાન ધરાવનારી વિચિત્ર સ્ત્રી સાથે દલીલો કરવી એ કાંઇ જેવું તેવું કામ નહોતું. હજારો વર્ષોનું તેનું જ્ઞાન હતું અને અદ્દ્ભુત શક્તિ ધરાવનારી તે કામરૂ દેશની મહારાણી હતી. જો હું તેની સાથે ધર્મ અને તત્વજ્ઞાનની દ-લીલોમાં ઉતરૂં તો તે મને જરૂર વટલાવે અને હરાવે એવી મારી ખાત્રી હતી. આથી કશી દલીલો કર્યા વિનાજ હું ચૂપ–ચાપ બેસી રહ્યો. પાછળથી મને આમ ચૂપ ચાપ બેસી રહેવા માટે બહુ પસ્તાવો થયો, કારણ કે માયા ખરેખર કેવાં ધર્મતત્ત્વો પાળતી હતી અને તેનું પોતાનું તત્ત્વજ્ઞાન કેવું હતું તે જાણવાની તક મને મળવા પામી નહિ. જો હું તેની સાથે દલીલોની માથાફોડમાં ઉતર્યો હોત, તો તો તે જાણવાની તક મને મળત, પરંતુ એવી ઘણી તકો મેં ચૂપ બેસી રહીને ગુમાવી છે.

માયા આગળ બોલીઃ " વારૂ, હરપાળ ! તું આમ ચૂપચાપ કેમ બેઠો છે ? શું તું મારી સાથે વાતો કરીને કંટાળી ગયો છે ? અથવાતો શું તને બ્હીક લાગે છે કે હું તને મારૂં તત્ત્વજ્ઞાન શી-ખવીને તને વટલાવી દઇશ ? મારી પાસે મારૂં તત્ત્વજ્ઞાન પણ છે અને હિંદના જૂના કે નવા કોઈ પણ ધર્મથી તે કેવળ જૂદું છે. પણ યાદ રાખજે, તું મને બહુ ચ્હીડવીશ, તો હું તને એ તત્ત્વજ્ઞાન શીખવીશ અને તને મારો ચેલો બનાવીશ; પછી આપણે બે એવો એક ધર્મ સ્થાપીશું કે જે બીજા બધા ધર્મોને ગળી જશે ! "

એમ કહીને માયા થોડી વાર ચૂપ બેઠી અને હું પણ ચૂપ બેઠો. પછી તે એકાએક બોલીઃ " હવે શું કરીશું ? હા, મને સાં-ભર્યું ! હું તારા બેટા પેલા સિંહને જોવા આવીશ, તે બિચારો બહુ માંદો છે ને ? અત્યારસુધીમાં હવે તેનો તાવ પાકી ગયો હશે

અને જો તે મરવાની અણીપર હશે તો તેને બચાવીશ. તું બ્હીશ નહિ, હરપાળ ! હું કશો જાદુ વાપરવાની નથી. મેં તને કહ્યું છે કે આ દુનિયામાં જાદુ જેવી કોઇ વસ્તુ નથી, માત્ર કુદરતમાં રહેલી જૂદી જૂદી શક્તિઓને કાબૂમાં રાખીને તેનો ઉપયોગ કરવાની વિદ્યા છે અને તેને અજ્ઞ માણસો જાદુને નામે ઓળખે છે ! હવે તું તારે જા, ઉતાવળે જા, હું દવા તૈયાર કરીને તારી પાછળ આવું છું. ”

માયાની સૂચના પ્રમાણે હું ત્યાંથી ચાલ્યો. લલિતના ઓરડામાં આવીને મેં જોયું તો જણાયું કે જુવાન અને ચામા અત્યંત શોકાતુર બનેલાં હતાં અને લલિત મૃત્યુની તૈયારી કરી રહ્યો હતો ! મને શોધી કાઢવાને જુવાન અને ચામાએ બહુએ તજવીજ કરી હતી પણ તેઓ મને શોધી કાઢી શક્યાં નહિ તેથી નાસીપાસ બનીને બેઠાં હતાં. હું એકદમ લલિતના બિછાના તરફ ધસી ગયો અને જોયું કે ખરેખર લલિત મૃત્યુના મુખમાંજ પડેલો હતો. તે તદ્દન બેભાન હતો, તેનો શ્વાસ જોરથી ચાલતો હતો, તેના ઓઠ ધ્રૂજતા હતા, નાકની દાંડી મરડાઇ ગઇ હતી અને વારંવાર તેના આખા શરીરમાંથી કંપારી છૂટતી માલૂમ પડતી હતી. તેની અત્યારની સ્થિતિ પરથી મને લાગતું હતું કે બહુ બહુ તો એક કલાકમાં અને કદાચ પાંચ મિનિટમાં પણ લલિતની છેલ્લી ફૂંક ઉડી જશે ! મારો પ્યારો પુત્ર જે વખતે મરતો હતો, તે વખતે હું માયાની હજુરમાં વખત ગુમાવતો હતો, તે સાંભરી આવતાં મને બહુ પસ્તાવો થયો. અહાહા ! સ્રીની કામણગારી આંખ મોટા માંધાતાઓનું ભાન પણ ભુલાવી નાંખે છે એ ખરી વાત છે ! હું કેટલો મૂર્ખ અને દુષ્ટ માણસ ?! ખરેખર, જ્યારે હું માયાની હજુરમાં હતો ત્યારે માત્ર એકાદ વખત સિવાય

મને લલિત સાંભર્યો પણ નહોતો ! જેને બચપણમાંથી ઉછેરીને મેં પચીસ વર્ષનો કર્યો, જેને પુત્રવત્ પાળ્યો અને જેણે મારા પર પિતા જેવી ભક્તિ દાખવી, તે લલિતને શું હું તેની માંદગીની આખર વખતમાં વિસરી ગયો ? ધિક્કાર છે મને, ફિટકાર છે મને ! હાય, હાય, પણ હવે તો લલિત સાજો થાય તેની આશા ઉપર પણ પાણી ફરી વળ્યું હતું !

મેં ચોપાસ નજર કરી. યામા પથારી પાસે બેઠી હતી અને તેની આંખોમાં નિરાશાની છાયા ઢળી ગઇ હતી. જુવાન દુઃખથી બરબડતો–ફડફડતો એક ખુણામાં બેઠો હતો અને તેને અત્યારે કેટલું દુઃખ થતું હતું તે તેના મ્હોં ઉપરથી માલૂમ પડતું હતું. મને પોતાની તરફ નજર કરી રહેલો જોઇને તે ઉઠયો અને પોતાના દુઃખનો ઉભરો બહાર કાઢવાને તે ઓરડાની બહારની ચાલમાં જતો રહ્યો. હવે એક માત્ર માયાની કૃપા ઉપરજ લલિતના જીવનની આશા અવલંબી રહેલી હતી. માયાના કીમીયા સિવાય બીજા કોઈનો કશો ઉપચાર તેને બચાવી શકે તેમ નહોતું. મારા મનમાં એમ થયું કે હું જલ્દી પાછો તેની પાસે જઉં અને તેને ઉતાવળે બોલાવી લાવું. હું એ હેતુથી ઓરડાની બહાર જ્યાં નીકળવા જઉં છું, ત્યાં તો જુવાન દોડતો દોડતો ઓરડામાં ધસ્યો અને ભયથી ધ્રૂજતો બોલ્યોઃ “ ઓ બાપુ ! એક મુડદું આ તરફ ધસમસતું આવે છે ! હે ભગવાન્ ! હવે આપણું શું થશે ?”

ક્ષણભર તો હુંએ ગુંચવાઇ ગયો અને જુવાન આ શું કહે છે તે કશું મારા સમજવામાં આવ્યું નહિ; પરંતુ તુરતજ મારા ખ્યાલમાં આવ્યું કે જુવાને સફેદ બુરખામાં સજ્જ થએલી માયાને જોઇ હશે અને તેના સફેદ વાદળા જેવા પોશાકને લીધે જાણે કોઇ

ભૂત ચાલ્યું આવતું હોય એવો ભ્રમ તેને ઉપજ્યો હશે. બે ક્ષણમાંજ વાત સ્પષ્ટ થઇ ગઇ, કારણકે માયા પોતેજ એ ઓરડામાં આવી પહોંચી. જુવાને તેને જોઇ અને " ઓ બાપ ! ભૂત આવ્યું ! " એમ બોલતો તે એક ખૂણામાં ભરાઇ ગયો. યામા પોતાની મહારાણીને અનુમાનથી ઓળખીને તેની આગળ દંડવત્ પડી.

મેં કહ્યું: " માયા ! તું બરાબર વખતેજ આવી પહોંચી છે, કારણકે મારો પુત્ર અત્યારે મૃત્યુના મુખમાં પડેલો છે. "

તે મૃદુ સ્વરે બોલી: " ખરેખર, મૃત્યુ થયું ન હોય તો કાંઇ ચિંતા રાખવાની જરૂર નથી; હું તેને એકદમ સાજો કરી શકીશ. પેલો ખૂણામાં ઉભો છે તે શું તારો ચાકર છે ? તારા દેશમાં નોકર ચાકર મ્હેમાનોને આવી રીતે આવકાર આપે છે ?"

" નહિ નહિ. એ મારો ચાકર તારા પોશાકથી બ્હી ગયો છે ! ભૂતના જેવો તારો પોશાક તેને દેખાય છે ! " મેં ખુલાસો કર્યો.

તે માત્ર હસી.

" અને આ છોકરી કોણ છે ? ઓહો ! હવે હું સમજી ! જેના વિષે તેં મને વાત કહી હતી તે આ જ છોકરી હશે ! વારૂ, એ તારા ચાકરને અને આ છોકરીને બેઉને અહીંથી બહાર કાઢી મૂક, એટલે પછી આપણે તારા બેટાની તબીયત જોઇએ. મારૂં જ્ઞાન અને શક્તિ આવાં ક્ષુદ્ર નોકર–ચાકર જુએ તે મને પસંદ નથી."

માયાની સૂચનાથી મેં યામાને કામરૂ દેશની ભાષામાં અને જુવાનને ગુજરાતી ભાષામા ઓરડામાંથી બહાર ચાલ્યા જવાનું કહ્યું. જુવાન તો છુટકારાનો દમ લેતો ત્યાંથી ગયો, કારણકે હજી પણ તેને માયાને જોઇને ભય લાગતો હતો, પરંતુ યામાને ત્યાંથી જવાનું

ગમ્યું નહિ. આ ભયંકર મહારાણીનો ભય જેવી રીતે તેના અંતરમાં વસી રહ્યો હતો તેવીજ રીતે લલિતની પાસે રહેવાની પતિભક્તિ પણ તેનામાં હતી. આ કારણથી તે બોલી: “ મહારાણીજી શું કહે છે ? પતિ મરણ પામતો હોય. ત્યારે તેની પાસેજ રહેવાનો પત્નીનો અધિકાર છે; નહિ, હું તો બહાર જવાની નથી.”

માયા ઓરડાની ઉંડાણમાં દિવાલપર કોતરેલી આકૃતિઓ જોતી ઉભી હતી તેણે પૂછયું: “ હુરપાળ ! એ સ્ત્રી કેમ બહાર જતી નથી ? ”

મેં જવાબ આપ્યો: “ તે લલિતને અહીં છોડીને બહાર જવા ઇચ્છતી નથી.” આ જવાબ સાંભળીને માયા નજીક આવી અને બારણા તરફ આંગળી કરીને યામા તરફ જોઇને બોલી: “ બહાર જા ! ”

એ શબ્દોમાં નહિ પણ એ શબ્દો ઉચ્ચારનારી માયાના સ્વરમાં એવો પ્રભાવ હતો કે યામા એક શબ્દ પણ બોલ્યા વિના ચોપગા પ્રાણીની પેઠે હાથે-પગે ચાલતી ઓરડાની બહાર નીકળી ગઇ.

જરા હસીને માયા બોલી: “ હુરપાળ ! તેં જોયું ને ? આજ્ઞા પાળવાનો પાઠ આ લોકોને શીખવ્યા વિના મને ચાલતુંજ નથી. તે છોકરી મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવા જેટલી હદ સુધી જવા માંગતી હતી, પણ આજ્ઞાભંગ કરનારાઓને હું કેવી સજા કરૂં છું તેનું અત્યારસુધી તેને ભાન નહોતું, એટલે અત્યારે મારે તેને જરા ચમકાવવી પડી. વારૂ, તે તો હવે ગઇ; હવે હું આ જુવાનની તબીયત જોઉં છું. ” એમ કહી તે લલિતના બિછાના પાસે ગઈ. લલિત પોતાનું મ્હોં દિવાલ ભણી કરીને સૂતો હતો.

“ તારા પુત્રની દેહાકૃતિ તો ઘાટદાર છે, હોં ! ” એમ બોલતી માયા તેનો ચહેરો જોવાને જરા નીચી નમી.

માત્ર એકજ ક્ષણમાં તે ત્રણ–ચાર ડગલાં પાછળ હઠી ગઇ, જાણે કે કોઇએ તેની છાતીમાં કારમો કટારનો ઘા માર્યો હોય અથવા તો સણસણાટ કરતી ગોળી મારી હોય ! તે લલિતનો ચહેરો જોઇને એટલી ચમકી ગઇ કે તે પાછે ડગલે હઠતાં પાછળની દિવાલ સાથે અથડી પડી ! તેના મુખમાંથી એક એવી કારમી ચીસ નીકળી ગઇ. તેવી ચીસ મેં કોઇ વાર મારી જીંદગીમાં સાંભળી નથી !

હું પણ એકદમ બૂમ પાડી ઉઠયો: “ શું છે આયા ? શું લલિત મરણ પામ્યો છે ?”

આયા ક્રોધથી ફુંફાડા મારતી વાઘણની પેઠે મારી તરફ ઉછળીને બોલી: “ ઓ કુતરા ! આ વાત તેં અત્યારસુધી મારાથી છૂપી કેમ રાખી ?” મને લાગ્યું કે હવે આયા પોતાના હાથના એકજ મુક્કા વડે મને મારીને ઠાર કરી નાંખશે !

અત્યંત ભયથી ધ્રૂજી જતાં મેં પૂછયું: “ શું છે ? શું છે ?”

આયા જરા શાન્ત થઇને બોલી: “ અહા ! કદાચ તું પણ તે નહિ જાણતો હોય. હરપાળ ! હરપાળ ! તું ન જાણતો હોય તો હવે જાણી લે કે આ સૂતો છે તે હવે બીજો કોઈ નથી, મારો પ્રિયતમ કંબલકુમાર છે ! કંબલકુમાર જ છેવટે મારી પાસે આવ્યો છે; મેં તેને ઓળખી કાઢયો છે, હરપાળ ! તે પોતેજ કંબલકુમાર છે ! હું જાણતીજ હતી કે તે મારી પાસે આવ્યા વિના નહિ રહે, અને છેવટે તે નવો અવતાર લઈને આવ્યો છે !” એમ કહી તે વારંવાર ‘કંબલકુમાર’ ના નામનો ઉચ્ચાર કરતી હસવા લાગી અને પોતાના અંતરના આનંદના ઉભરાનું દર્શન કરાવવા લાગી.

“ આ શી નરી મૂર્ખાઈ !” હું મારા મનમાં બોલ્યો, પરન્તુ આયા સાંભળી શકે એવી રીતે તે શબ્દો ઉચ્ચારવાની હિંમત હું

ચલાવી શક્યો નહિ. અત્યારે તો મારા મનમાં લલિત એકદમ સાજો થાય તે સિવાય બીજો કશો વિચારજ નહોતો થતો, કારણકે એ વિષેની ભારી ચિંતામાં બીજું બધું હું ભૂલી ગયો હતો. મને ભય લાગતો હતો કે માયા આમ એક બાજુએ આનંદની મોજમાં હરયા કરશે અને બીજી બાજુએ મારા લલિતનું પ્રાણપંખી ઉડી જશે! છેવટે નમ્રતાપૂર્વક મેં માયાને કહ્યું.: "માયા! જો તું આને માટે કાંઇ ઉપચાર નહિ કરે, તો તારો કંબલકુમાર મ્હોંમાંથી જવાબ દઇ શકે તેવો નહિ રહે! જોતી નથી, અત્યારેજ તે બિચારો મરી રહ્યો છે!"

તે ચમકીને બોલી: "હા, ખરી વાત! અરે, જો હું પહેલાં અહીં આવી હોત તો વધારે ઠીક થાત! અત્યારે મારો હાથ બહુ ધ્રૂજી રહ્યો છે, હરપાળ! એટલે તું આ કુપ્પી લે!" એમ કહીને તેણે પોતાના કપડાની અંદરથી એક નાની માટીની કુપ્પી કાઢી અને પછી કહ્યું; "અને હવે તેના મ્હોંમાં તે કુપ્પીમાંનો થોડો પ્રવાહી પદાર્થ રેડી દે. તેના ગળામાં એ પદાર્થ જતાંજ તે સાજો થઇ જશે—મૂઓ નહિ હોય તો. ઉતાવળ કર, જલ્દી કર; હવે એ મરવાની અણીપર છે!"

મેં લલિતના મુખભણી જોયું. ખરેખર, લલિત મોતનાં ડચકાંજ ભરી રહ્યો હતો! તેના મ્હોંપર પ્રેતકળાની ફિક્કાશ પ્રસરી ગઇ હતી. તેનો દમ ગળામાં બંધાઇ જતો હતો અને નાભીની હેઠળ જતોજ નહોતો. એ માટીની કુપ્પી ઉપર લાકડાનો બૂચ બેસાડેલો હતો. મેં મારા દાંતથી એ બૂચ ખેંચી કાઢ્યો અને તેમ કરતાં કુપ્પીમાંના પ્રવાહી પદાર્થનું એક ટીપું ઉછળીને મારી જીભ ઉપર પડ્યું. તેનો સ્વાદ મીઠો હતો અને એકાદ ક્ષણ સુધી તે ટીપાના

પ્રભાવથી મારૂં મગજ ઘૂમ બની ગયું, પણ સદ્‌ભાગ્યે એક ક્ષણમાંજ મારા મગજ પરની એ અસર ચાલી ગઇ.

લલિતના બિછાના પાસે હું એ ખુલ્લી કૂપ્પી લઈને ગયો ત્યારે તે છેવટનાં ડચકાં લઈ રહ્યાં હતો. તેનું માથું ધીરે ધીરે આમથી તેમ ને તેમથી આમ ફરતું હતું અને તેનું મ્હો સ્હેજ ખુલ્લું પડી ગયું હતું. મેં માયાને પાસે બોલાવીને લલિતનું માથું પકડી રાખવા કહ્યું. તે પ્રમાણે તેણે કર્યું, જોકે તે અત્યારે આખા શરીરે કમ્પી રહી હતી. પછી તેનું મ્હોં જરા વધારે ખુલ્લું કરીને મેં પેલી કૂપ્પીમાંનો પદાર્થ તેના મુખમાં રેડ્યો. તત્ક્ષણ તેમાંથી કાંઇ વરાળ જેવું નીકળ્યું અને હવામાં ભળી ગયું. આવા પ્રવાહી પદાર્થની અસરથી છેલ્લાં ડચકાં ભરતો લલિત જીવતો રહે એવી મને તો કાંઇ આશા બંધાઇ નહિ.

તોપણ તત્કાળમાં એક અસર માલૂમ પડી આવી, તે એ કે તેનાં ડચકાં એકદમ બંધ થઇ ગયા. તેના મુખ ઉપરની પાંડુતા—ફીક્કાશ વધારે દેખાવા લાગી. તેની આંખો હજી કાંઈક બંધ હતી. હવે આ જીવશે કે મરશે તેવી શંકાશીલતાથી મેં માયાની સામે જોયું. તેણે અત્યારે પોતાના મ્હોં ઉપરનો ઘુંઘટ ખોલી નાંખ્યો હતો અને લલિતનું મસ્તક પકડી રાખીને તે અત્યંત ચિંતાતુરતાથી તેના વદન ભણી જોઇ રહી હતી. તેના મુખપર ચિંતાની એવી રેખાઓ મેં આજે પહેલીજ વાર જોઇ. હવે લલિત જીવશે કે મરશે, પોતે આપેલું ઔષધ ઉપયોગી થશે કે નિરૂપયોગી નીવડશે, તે એ પોતે પણ સમજતી જણાતી નહોતી. પાંચ મિનિટ એ ને એ સ્થિતિમાં ચાલી ગઇ અને મેં જોયું કે માયા પોતે પણ હવે લલિત સાજો થાય એવી આશા છોડતી હતી. તેનું લાવણ્યયુક્ત વદન-

મંડળ પ્રભાહીન થતું જતું હતું અને તેની માનસિક ચિંતા તેના કપાળ ઉપર વારંવાર કરચલીઓ પાડતી હતી. તેના પ્રવાલ સમાન લાલ ઓઠ ઉપરની લાલાશ ઉડી ગઈ અને લલિતના ઓઠના જેવીજ ફીક્કાશ તે ઉપર છવાઇ ગઇ. અત્યારે માયાના ઓઠ ધ્રૂજી રહ્યા હતા અને એ ધ્રૂજારો દયા ઉપજાવે તેવો હતો. તેના જેવી પ્રબળ સત્તાધારિણી મહારાણીને આવી દશામાં જોવી એ પણ ખરેખર દુઃખદાયક હતું. જોકે મને લલિતની જીંદગીની બહુ ચિંતા થતી હતી, તોપણ એ ચિંતાયુક્ત માનસિક સ્થિતિમાં મને માયાને માટે લાગણી થયા વિના રહી નહિ.

" શું ત્યારે બાજી હાથમાંથી ગઈ ? " મેં નિઃશ્વાસ નાંખીને પૂછ્યું.

માયાએ પોતાની હથેળીઓમાં મ્હોં છુપાવી દીધું અને કશો જવાબ આપ્યો નહિ. મેં પણ મારૂં મ્હોં બાજુએ ફેરવી લીધું. પણ જેવું મેં મ્હોં બાજુએ ફેરવ્યું, તેવોજ લલિતને એક ઉંડો શ્વાસ ભરતો સાંભળ્યો ! મેં તત્ક્ષણ તેના મુખ સામે જોયું તો તે ઉપર કાંઈક તેજીનો ચમકારો જોવામાં આવ્યો. પછી તો લલિત ઉપરાઉપરી ઉંડા શ્વાસોચ્છ્વાસ લેતો જણાયો અને તે સાથે જ તેના મ્હોં ઉપર વધુ ને વધુ તેજી આવતી દેખાઇ ! ખરેખર એ ચમત્કાર બન્યો ! જે લલિતને માટે અમે ધારતાં હતાં કે તે હમણાંજ છેલ્લો શ્વાસ લઇને રહી જશે, તે લલિત સારી પેઠે દમ લેતો પોતાની મેળે પથારી પર પાસું ફેરવીને સૂતો !

મેં ધીરે સ્વરે માયાને કહ્યું: " જોયું કે ? "

તે ધીર સ્વરે બોલી: " હા જોયું. હવે તે બચી ગયો છે. પહેલાં મને એમ લાગતું હતું કે આપણે અહીં જરા મોડાં આવ્યાં.

જો આપણે માત્ર બેજ ક્ષણ મોડાં આવ્યાં હોત, તો બાજી હાથમાંથી ગએલીજ હતી." એટલું બોલતાં તેની આંખોમાંથી આંસુની ધારા ચાલી નીકળી; જાણે હમણાં તેનું હૃદય ફાટી જશે એવી રીતે તે જોરથી ડુમકાં ભરવા લાગી; છતાં જ્યારે તે રડી રહી હતી ત્યારે અત્યંત રમણીય દેખાતી હતી. છેવટે તેણે પોતાના હૃદયમાં ભરાઇ રહેલું બધું રોદન ઠાલવી નાંખ્યું અને તે શાન્ત થઇ.

તે બોલીઃ "હુરપાળ! મને મારી નિર્બળતા માટે માફ કરજે! હું શું કરૂં? ગમે તેવી તોપણ હું એક સ્ત્રી છું. કહે છે કે નરકમાં જમના દૂતો મનુષ્યના પ્રેત દેહને ખૂબ માર મારે છે અને પીડા ઉપજાવે છે; પરન્તુ એ નરકના જેવુંજ દુઃખ વેઠતાં મેં અહીં બે હજાર વર્ષ—છાસઠ યુગો વીતાવ્યા છે! એક અપરાધના વારંવાર થતા સ્મરણથી પસ્તાતી—હીજરાતી, અતૃપ્ત ઇચ્છાથી દિવસ ને રાત રીબાતી, મનના માનેલા સાથી વિના, સુખચેન વિના અને મૃત્યુ વિના અકળાતી—ગભરાતી હું આટલું જીવી રહી છું તે શું શું નરકનું દુઃખ નથી? માત્ર એક આશાના અવલંબન ઉપર આ દેહની અંદર આત્મા રહ્યો છે, એ આશા પણ ઘણી વાર પાંખો ફફડાવીને ઉડી જતી હોવાનાં સ્વપ્નાં મેં જોયાં છે, પરન્તુ મારા જ્ઞાને મારી આશાને ઉડવા દીધી નથી! મારી એ આશા હતી કે એક વાર મારો પ્રિયતમ જરૂર મારી પાસે આવશે અને આ અકથનીય વિયોગદુઃખમાંથી મને છોડાવશે!

"અને છેવટે મને દુઃખમાંથી છોડવનાર આવી પહોંચ્યો! હજારો વર્ષો સુધી હું જેની રાહ જોઈ બેસી રહી હતી, જેના વિયોગમાં મને જીવવું પણ ગમતું નહોતું અને આશા મરવા પણ દેતી નહોતી, તે છેવટે આવ્યોજ! તે ક્યારે આવશે તે હું જાણતી નહોતી.

મારૂં જ્ઞાન મને એટલું કહેતું હતું કે તે આવશે પણ તે ક્યારે આવશે તે કહેતું નહોતું, છતાં જો, હું કેટલી અજ્ઞાન હતી? મારૂં જ્ઞાન કેટલું થોડું હતુ? મારૂં બળ કેટલું ઓછું હતું? અહીં આ-ટલો બધો વખત તે માંદો પડયો રહ્યો, છતાં હું તે જાણી શકી નહિ! જેને માટે મેં બે હજાર વર્ષ સુધી રાહ જોઈ તે મારા નિવાસ-સ્થાનમાંજ પહોંચ્યો હતો છતાં હું તે જાણતી નહોતી! છેવટે હું તેને અહીં જોઉં છું, પરંતુ જો બે ક્ષણ હું તેને જોવા મોડી આવી પહોંચી હોત તો જે બે હજાર વર્ષ મેં અહીં ઝૂરી ઝૂરીને કાઢયાં છે તે બધાં પાણીમાં ચાલ્યાં ગયાં હોત! કારણકે એકવાર તે મરણ પામત તો પછી તે પાછો બોલાવવાની મારી શક્તિ નહોતી! ફરી-થી તે અહીં આવી પહોંચે તેટલા માટે પુનઃ મારે હજારો વર્ષ અહીં દુઃખ અને વિરહ-તપશ્ચર્યામાં વિતાડવાં પડત, અને ત્યારપછીજ હું મારા પ્રિયતમની ઝાંખી કરી શકત. તેં તેના મુખમાં ઔષધ રેડયું ત્યારપછી આશા અને નિરાશાની વચ્ચે જે થોડી ક્ષણો વીતી છે તે મેં વિરહ દુઃખમા ગાળેલાં બે હજાર વર્ષ કરતાં પણ વધારે લાંબી હતી, હુરપાળ! એક વાર ફરીથી મારી પાસે આવેલા કંબક્ષ-કુમારને હું ગુમાવી બેસું તેનાથી વધારે દુઃખદાયક યાતના બીજી કઇ હોઇ શકે? નરકનાં કહેવાતાં દુઃખો પણ તેની પાસે શા હિસાબમાં છે? છેવટે તેણે શ્વાસ લેવા માંડયો છે, મારા ઔષધની અસર થઇ છે અને તે ખરેખર બચી ગયો છે! હુરપાળ! આ બધા સુખ-દુઃખના અને આશા-નિરાશાના યોગાનુયોગ વિષે તું વિચાર કર! વિધિની ઘટના કેટલી વિચિત્ર છે!

" હવે તે બરાબર ચાર પહોર શાન્ત નિદ્રા લેશે અને જ્યારે તે ઉઠશે ત્યારે તેની માંદગી ચાલી ગઇ હશે, તેને નવું જીવન મળ્યું હશે અને મને તે પોતે મળ્યો હશે!"

એટલું બોલીને તે થોભી. તેણે પોતાનો હાથ લલિતના માથા પર મૂક્યો. પછી તે જરા નીચી વળી અને લલિતના કપાળ ઉપર અત્યંત મમતાપૂર્વક ચુંબન લીધું. ખરેખર ! એ ચુંબનનું દૃશ્ય મનોહર હતું, એ ચુંબનધ્વનિ મધુરો હતો અને મને તો લલિતના સદ્‌ભાગ્યની એટલી ઇર્ષ્યા થતી હતી કે મારા કાળજા ઉપર કાપ પડવા લાગ્યો હતો.

---

## પ્રકરણ ૩ જું.

---

### " જતી રહે તું, રંડા ! "

પછી થોડી વાર એ ઓરડામાં શાન્તિ પ્રસરી રહી. તે વખતે માયાના વદન ઉપર અપૂર્વ આનંદની દિવ્ય લાલી ચમકવા લાગી હતી. પણ એકાએક કાંઇ નવો વિચાર તેને આવ્યો અને તે એકદમ બદલાઇ ગઇ. તેના મ્હોં પર કારમી ગંભીરતા આવી ગઇ.

તે બોલી: " હાં, હાં, હું પેલી સ્ત્રી યામાને તો ભૂલીજ ગઈ. વારૂ, કુંબલકુમારનો અને તેનો શો સંબંધ છે ? તે તેની નોકરડી છે કે–" આગળ બોલતા તે થોભી. તેનો સ્વર ધ્રૂજી ઉઠ્યો.

મને પણ શરીરે કંપારી વછૂટી. મેં જવાબ આપ્યો: " હું ધારૂં છું કે આ દેશના લોકોના રીવાજ મુજબ યામા તેની સ્ત્રી થઇ હશે; પણ મને કાંઇ ચોક્કસ ખબર નથી."

માયાના મ્હોં ઉપર કાળું વાદળું પથરાઇ ગયું. તેના અંતરમાં ઇર્ષ્યાનો અંગારો પ્રજળવા લાગ્યો. તે બોલી: " બસ, તો હવે તેનું આવી બન્યું. તેને અત્યારેજ મરી જવું પડશે."

"પણ તેનો વાંક શો ?" મેં એકદમ ગભરાઈ જઇને પૂછ્યું: "તેમાં તેનો કશો અપરાધ નથી. યામાનો તેની ઉપર પ્રેમ છે અને લલિતે તેના પ્રેમનો સ્વીકાર કર્યો છે; પછી તેમાં પાપ શું અને વાંક શો ?"

તે બોલી: "હરપાળ! તું કેવળ મૂર્ખો છે. શું તેનો કશો અપરાધ નથી? તે મારી અને મારી ઇચ્છાની વચ્ચે આવે છે તેજ તેનો અપરાધ છે. હું મારા કુંભલકુમારને તેની પાસેથી લઇ શકું તેમ છું; જો હું મારૂં બળ અજમાવું તો મારી સામે થઇ શકે તેવું કોઇ આ દુનિયામાં છેજ નહિ! જ્યાંસુધી પુરૂષો મોહ કે લાલચના માર્ગમાં મુકાયા હોતા નથી, ત્યાંસુધી તેઓ શાણા, પવિત્ર કે વિશ્વાસુ હોય છે. જો મોહ કે લાલચ પૂરતાં બળવાન હોય તો તેની પાસે પુરૂષ નમ્યા વિના રહેતો નથી; તેમ સ્ત્રી ધન અને સત્તા આગળ નમ્યા વિના રહેતી નથી. શું પુરૂષ કે શું સ્ત્રી, બેઉમાં નબળાઈ તો સ્વભાવથીજ રહેલી છે. પુરૂષને લલચાવવાને સ્ત્રીની ખૂબસુરતી બસ છે અને સ્ત્રીને લલચાવવાને ધન–દોલત બસ છે. મારા જીવનના બધા સમયમાં મેં આ સત્ય નીહાળ્યું છે અને દુનિયાનો પ્રલય થતાંસુધી એ સત્ય બદલાવાનું નથી. હરપાળ! દુનિયા તો એક સોદાગરીનું બજાર છે, તેમાં જે આપણી ઇચ્છાઓને પૂરી કરવાની ઉંચામાં ઉંચી કીંમત આપવા તૈયાર થાય છે તેને જે જોઇએ તે વસ્તુ વેચાતી મળી શકે છે, સમજ્યો ?"

માયાના આ શબ્દો સાંભળીને હું તો આશ્ચર્યથી મૂંગો મંતર બનીને ઊભો રહ્યો!

માયા આગળ બોલી: "અને તે સ્ત્રીનો તો હવે મરી ગયા વિના છૂટકો જ નથી. હું તેના પ્રિયતમને તેની પાસેથી ઝૂંટવી

લેવાને સમર્થ છું એ વાત ખરી, પરન્તુ હું તેમ કરૂં અને તે જીવતી રહે તો તે પોતાના પ્રિયતમ તરફ પ્રેમની લાગણી રાખ્યાજ કરે અને મારાથી અન્ય કોઇ સ્ત્રીનો તેની પ્રત્યેનો પ્રેમ સહન થઇ શકે તેમ નથી. મારા પ્રિયતમના અંતરમાં તો બીજી કોઈ પણ સ્ત્રી સંબંધી વિચારને સ્થાનજ ન હોવું જોઇએ; મારૂં રાજ્ય તો મારૂં પોતાનુંજ હોવું જોઇએ; અને તેને પણ પોતાના પ્રિયતમની સાથે રહેવાનો લાભ તો મળેલો છેજ; તેટલાથી તેણે સંતુષ્ટ રહેવું જોઇએ. પ્રિયતમની સાથે રહેવાની એક પ્રેમભરી ઘડી વિરહના સો વર્ષો કરતા વધારે સારી છે. હવે તો તે સ્ત્રીએ કાળની રાત્રિમાં સમાઈ જવું જોઇએ."

મેં વાસી જઇને બૂમ પાડતાં કહ્યું: " નહિ, નહિ, માયા ! તે બિચારીને મારી નાંખવી એ ભયંકર અપરાધ થઇ પડશે; અને અપરાધનું ફળ સારૂં કદાપિ આવતું નથી. તારા પોતાના ભલાને માટે તારે આ કામ કરવું એ યોગ્ય નથી."

" ઓ મૂર્ખ પુરૂષ! આપણી અને આપણી ઇચ્છાઓની વચ્ચે જે કાંઇ વિઘ્ન આવે તે વિઘ્નને દૂર કરવું એ શું અપરાધ છે ? હરપાળ! તો પછી આપણી જીંદગી પણ એક મોટો અપરાધજ છે! રોજરોજ આપણે આપણું જીવન ટકાવવા માટે અનેક વસ્તુઓનો-પ્રાણીઓનો સુદ્ધાંત વિનાશ કરીએ છીએ! આ દુનિયામાં જીવ ઉપરજ જીવનો નિભાવ થાય છે અને નબળા જીવને ભોગે સબળો જીવે છે. નબળાએ મરવું જ જોઇએ અને પૃથ્વી તથા તેનાં ફળ કેવળ સબળાનાંજ છે. અનેક વૃક્ષોના રસકસ ચૂસીને એક વૃક્ષ બળવાન થાય છે અને વધે છે, તેનીજ આસપાસનાં બીજાં નાનાં વૃક્ષો સુકાઇ જાય છે. જેઓ નિષ્ફળતા મેળવીને કાળના પ્રવાહમાં ઘસડાય છે તેમની ઉપરવટ થઈને આપણે આપણી સત્તા જમાવીએ

છીએ. અરે, એટલુંજ નહિ, પણ આપણે ભૂખે મરતાં બાળકોનાં મુખમાંથી ઝુંટવી લઇને આપણો ખોરાક મેળવીએ છીએ અને ખાઇએ છીએ! આ બધો આ જગતનો અચળ નિયમ છે અને એ નિયમને આધારેજ જગત ચાલે છે. તું કહે છે કે અપરાધનું પરિણામ નઠારૂં આવે છે, પણ એ બાબતમાં હજી તારો અનુભવ કાચો જણાય છે. અપરાધમાંથી ઘણી સારી વસ્તુઓનો જન્મ થાય છે અને સારામાંથી ઘણી ખરાબ વસ્તુઓનો પણ જન્મ થાય છે. એક જુલ્મી રાજાનો ક્રુરતાભર્યો ગુસ્સો તેની પછી થનારા હજારો મનુષ્યોને આશીર્વાદ રૂપ થઇ પડે, અને એક પવિત્ર માણસના અંતઃકરણની નમ્રતા એક દેશની આખી પ્રજાને ગુલામ પણ બનાવી શકે! માણસ પોતાના અંતઃકરણની સારી કે માઠી નિષ્ઠાથીજ હરકોઈ કાર્ય કરે છે, પરન્તુ તેની તે નિષ્ઠાનું છેવટનું પરિણામ શું આવશે તે તે જાણી શકતો નથી. જ્યારે તે ઘા મારે છે ત્યારે તે જાણતો હોતો નથી કે તેણે મારેલો ઘા કઇ જગ્યાએ પડશે, તેમજ સંયોગની જાળ ગુંથનારા સૂક્ષ્મ તંતુઓ કયા ને કેટલા હોય છે તે પણ તે જાણી શકતો નથી. સારૂં અને માઠું, પ્રેમ અને ધિક્કાર, રાત્રિ અને દિવસ, અંધકાર અને પ્રકાશ, મીઠું અને કડવું, સ્ત્રી અને પુરૂષ, સ્વર્ગ અને નરક: આ બધી વસ્તુઓ એક બીજી વસ્તુની અપેક્ષાએ જરૂરનાં છે, અને દરેકનો અંત કેવો આવશે તે આ દુનિયામાં કોણ જાણે છે? ભાગ્યરૂપી ચક્રનો દાંતો એવો હોય છે કે જે આ બધી વસ્તુઓને પોતાન ચોક્કસ હેતુનો બોજો ઉઠાવવા માટે વણે છે અને તે દોરડામાં જે જે વસ્તુઓ રૂપી તંતુઓ વણાય છે તે બધાની જરૂરીઆત તો હોય છેજ. તેટલા માટે આ વસ્તુ સારી છે ને આ વસ્તુ ખોટી છે અથવા અંધકાર તિરસ્કારને પાત્ર છે અને

પ્રકાશ જરૂરનો છે એવું કાંઇ કહેવું ને વાજબી નથી. આપણી દૃષ્ટિને જે કાંઇ ખરાબ લાગતું હોય તે બીજાઓની દૃષ્ટિને સારૂં પણ લાગતું હોય; આપણને અંધકાર ગમતો નથી, બીજાઓને દિવસના પ્રકાશ કરતાં અંધકાર વધારે સુંદર પણ લાગતો હોય, એ શું બનવાજોગ નથી, હુરપાળ ?"

આ પ્રકારની દલીલોની સામે કોઇ જાતની દલીલો કરવી એ નિરાશાજનક છે એમ મને લાગ્યું, કારણકે જો એવી દલીલોને છેવટના પરિણામસુધી ખેંચી જવામાં આવે તો તે આખા જગતના નીતિતત્ત્વનો નાશજ કરી નાંખે; પરન્તુ યામાની આ વાતચીતથી મારા અંતઃકરણમાં ભયની કંપારી વછૂટી. મેં ધાર્યું કે જે સ્ત્રી મનુષ્યત્વના નીતિનિયમોને તોડી-વછોડીને ફેંકી દે અને સાચા તથા ખોટાના નીતિતત્ત્વનાં દોરડાંથી પણ બંધાય નહિ તે સ્ત્રી કયું ખરાબ કાર્ય કર્યા વિના રહે ? આપણી જ્ઞાનશક્તિ પ્રમાણેનું સાચું અને ખોટું એ ભલે સંપૂર્ણ સાચું કે ખોટું ન હોય પણ આપણી માન્યતા પ્રમાણેના સાચા અને ખોટાનો પાયો તો મનુષ્યત્વની જવાબદારી ઉપર રચાયેલો છે, કે જે જવાબદારીની સમજને પરિણામે જ મનુષ્યજાતિ પશુજાતિથી જૂદી પડે છે; નહિતો મનુષ્યોમાં અને પશુઓમાં ફેર શો ?

હજી પણ હું યામાને બચાવી લેવાને બહુ આતુર હતો. તે સ્ત્રી ઉપર તેની હરીફ આ જબ્બર સ્ત્રીનો કાતીલ હાથ ફરતો હતો, તેનું દુર્ભાગ્ય ફુટી નીકળ્યું હતું, તેટલા કારણથી મને યામાની દયા આવતી હતી અને તેની લલિત પ્રત્યેની સહૃદયતા આગળ મારૂં મસ્તક ઝૂકતું હતું: આટલા માટે યામાને બચાવવા માટે એક વાર વધુ મેં યત્ન કર્યો.

મેં આયાને કહ્યું: "આયા ! તેં પોતે મને કહ્યું છે કે દરેક માણસે પોતાનાં અંતઃકરણના અવાજને જ કાયદો માનીને તે પ્રમાણે વર્તવું જોઇએ. હું તને પૂછું છું કે જે સ્ત્રીનું સ્થાન લેવાની તારી ઇચ્છા છે તે સ્ત્રી તરફ તારા અંતઃકરણમાં શું જરા પણ દયા નથી ? જરા વિચાર કરી જો; તું કહે છે-મને તો તે વાત કાંઇ માનવા જેવી નથી લાગતી કે જેને તું ચાહે છે તે તારી પાસે ઘણાં ઘણાં વર્ષો અને યુગો પછી આવ્યો છે અને અત્યારે તેં તેને મૃત્યુના મુખમાંથી બચાવ્યો છે. તેવી રીતે તેને યામાએ પણ એક વાર મૃત્યુના મુખમાંથી બચાવ્યો છે. તારા દેશના જંગલી માણસોનાં ભાલાં જ્યારે તેનું લોહી પીવા તૈયાર થયાં હતાં ત્યારે તેને બચાવનારી આ યામાજ હતી. આ કારણથી બનવાજોગ છે કે લલિત યામાને ચાહતો પણ હોય. તેના આવા પ્રેમપાત્રનો ઘાત કરીને શું તારા પ્રેમિકના આટલા લાંબા વખત પછીના આગમનને તું ઉજવવા માંગે છે ? તું કહે છે કે ભૂતકાળમાં તેં આ માણસનો ભયંકર અપરાધ કર્યો છે, તેને અન્યાય કર્યો છે, તેં તારા હાથે તેનું મૃત્યુ નીપજાવ્યું હતું કારણકે તે એક નેપાળી રાજકુમારી ઉપર પ્રેમ ધરાવતો હતો."

મારો હાથ પકડીને એકદમ ચીસ નાંખતી આયા બોલી ઉઠી: "ઓહો ! હરપાળ ! એ વાત તેં કેવી રીતે જાણી ? એ નેપાલી રાજકુમારી હતી તે તેં કેવી રીતે જાણ્યું ? મેં એ વાત તને કોઇ વાર કહીજ નથી."

મેં જવાબ આપ્યો: "મને કદાચ એ સ્વપ્ન આવ્યું હશે. ચિત્ર-વિચિત્ર સ્વપ્નાં આવે એવુંજ આ કામરૂ દેશનું વાતાવરણ છે. એ સ્વપ્નમાં કાંઇક સત્યની છાયા હોય એવું પણ જણાય છે. હું

તારા પ્રેમિકનો ઘાત કરીને જે ભયંકર અપરાધ કર્યો હતો તેનું ફળ તને શું મળ્યું? એજ કે બે હજાર વર્ષ સુધી તેને માટેજ રાહ જોઇને તારે બેસી રહેવું પડયું! અને હવે ફરીથી પાછી એજ ઇતિહાસની તું પુનરાવૃત્તિ કરવા ઇચ્છે છે? બોલ, હવે તારી શી ઇચ્છા છે? હું તને કહું છું કે તેનું પરિણામ ખરાબ આવશે. જે માણસ સારૂં કરે છે તેનું સારૂં થાય છે અને ભૂંડું કરે છે. તેનું ભુંડું થાય છે કંઇ કાળ ગયા પછી ભલે ભૂંડામાંથી સારૂં થાય અને સારામાંથી ભૂંડું થાય એ વાત જુદીજ છે. જે અપરાધ કરે છે તેને આજે કે કાળાંતરે દુઃખ ઉપજ્યા વિના રહેતુંજ નથી અને કર્મના એ અચળ નિયમમાં હું તો પૂરી શ્રદ્ધા ધરાવું છું. જો તું આ નિર્દોષ સ્ત્રીનો ઘાત કરીશ, તો હું તને કહું છું કે તારા ઉપર શાપ ઉતરશે અને તારા પ્રેમના જૂના વૃક્ષમાંથી તને એક પણ ફળ મળવાનું નથી. બોલ, હવે તારો શો વિચાર છે? જે સ્ત્રીએ આ પુરૂષ ઉપર અસાધારણ પ્રેમ દાખવ્યો છે અને જેણે તેની સેવા કરી છે તે સ્ત્રીના ઘાતથી લોહીભીના થએલા હાથવાળી એવી તું શું તે પુરૂષનો પ્રેમ મેળવી શકીશ?"

માયાએ જવાબ આપ્યો: "તું જે આ બધું કહે છે તેનો જવાબ તો હું તને કયારનીએ આપી ચૂકી છું. યામાનો અને તેની સાથે તારો પણ જો હું ઘાત કરી નાંખું, તોપણ મારા ઉપર પ્રેમ ધારણ કર્યા વિના તે રહેવાનોજ નથી, હરપાળ! તે બદલ મારી ખાત્રી છે, કારણકે જો કદિ તારો ઘાત કરી નાંખવાનો પ્રસંગ આવ્યો તો તું બચી શકે નહિ, તેવીજ રીતે મારી સાથે પ્રેમ કરવામાંથી તે પણ બચી શકવાનો નથી. છતાં તું જે કાંઇ કહે છે તેની મારા મન પર અસર થાય છે અને બનવાજોગ છે કે તારૂં કહેવું સાચુંએ નીવડે અને જો એમ થાય તેવું જણાશે તો હું આ સ્ત્રીને બચાવી

લઈશ; કારણકે હું તને એક વાર કહી ચૂકી છું કે કેવળ નિર્દયતાની ખાતર નિર્દય કૃત્યો કરવાનું મને પસંદ નથી. બીજાઓને દુઃખ વેઠતાં જોવા ઉપર કાંઈ મારો ચાહ નથી. હવે ભલે તે સ્ત્રી મારી સમક્ષ આવે. ઉતાવળ કર, મારો સ્વભાવ બદલાય તે પહેલાંજ તે આવે તો સારી વાત છે." એમ કહેતાંજ તેણે પોતાનાં બારીક વસ્ત્રોના ઘુંઘટમાં પાછું પોતાનું મુખ છુપાવી દીધું.

મારી દલીલોને પ્રભાવે મને આટલો વિજય મળ્યો તેથી મને આનંદ થયો. હું એ ઓરડામાંથી બહાર નીકળીને ચાલમાં આવ્યો અને મેં કેટલેક દૂર બેઠેલી યામાને હાક મારીને બોલાવી. તે મારી હાક સાંભળતાંજ એકદમ ઊભી થઇ અને દોડતી મારી તરફ આવી.

તે શ્વાસભરી બોલી ઉઠી: "શું મારા પ્રિયતમનું મૃત્યુ થયું ?" મેં જોયું કે યામાના ગાલ ઉપર તાજા આંસુના ડાઘ હતા, તેના પ્રેમાળ વદન ઉપર દિલ ઉશ્કેરાય એવી દીનતા છવાઇ ગઈ હતી અને મારા દિલમાં પણ તેને જોઇને દયા ઉપજ્યા વિના રહી નહિ.

મેં જવાબ આપ્યો: "ના, તે જીવે છે. મહારાણીએજ તેને મરતો બચાવ્યો છે. તું અંદર આવ."

તે ઉંડો નિસાસો નાંખતી અંદર આવી અને આવતાંજ ઘુંટણભેર પડીને ચોપગા પશુની પેઠે ચાલવા લાગી. તે એવી રીતે માયાની નજીક આવી એટલે માયાએ ઠંડે અવાજે કહ્યું: "ઊભી થઇને અહીં આવ."

યામાએ આજ્ઞાનું પાલન કર્યું. તે ઊભી થઇ અને માયાની સમીપે મસ્તક નમાવીને ઊભી રહી. પછી કેટલોક વખત ચુપકી પકડી રહી. હવે માયાએ લલિત ભણી આંગળી કરીને પ્રશ્ન કર્યો; "આ પુરૂષ કોણ છે ?"

થામાએ ધીરે સ્વરે જવાબ આપ્યો: " તે મારો સ્વામી છે."

"તને તેની સાથે કોણે પરણાવી ?"

"હું આપણા દેશના રીવાજ મુજબ મારી મેળે જ તેને પસંદ કરીને પરણી."

"ઓ સ્ત્રી! આ અજાણ્યા પુરૂષને પરણીને તેં મોટો અપરાધ કર્યો છે. તે પુરૂષ તારી જાતિનો કે તારા દેશનો નથી, એટલે અહીંનો રીવાજ તેને લાગુ પડે નહિ. સાંભળી લે; કદાચ આ કાર્ય તેં અજાણપણામાં કર્યું હશે, તેટલા માટે હું તને બચાવી લઉં છું, નહિતો તારે મરવુંજ પડત, સમજી ? હવે વધુ સાંભળી લે; અહીંથી તું તારા રહેઠાણ તરફ પાછી ચાલી જા અને ફરીથી કોઇ વાર આ પુરૂષ તરફ ઉંચી આંખ કરીને જોવાની કે તેની સાથે વાતચીત કરવાની હિંમત કરતી નહિ. તે તારે માટે સર્જાયલો નથી; અને હવે છેલ્લી વાત સાંભળી લે: જો તું આ મારી આજ્ઞાનો ભંગ કરીશ, તો તત્ક્ષણ તારૂં મૃત્યુ થશે, માટે તું અહીંથી ઝટપટ રસ્તે પડી જા !"

પણ થામા જરાએ હાલી ચાલી નહિ.

"જતી રહે તું, રંડા !" આયશા ગુસ્સો કરીને બોલી.

થામાએ ઉંચું જોયું. મેં જોયું કે તેના ચહેરાપર ઉશ્કેરાટથી લોહી તરી આવ્યું હતું.

"નહિ, મહારાણી ! હું નહિ જઉં !" તેણે ગુંગળાતે સ્વરે જવાબ આપ્યો: "તે પુરૂષ મારો સ્વામી છે અને હું તેને છોડી જવાની નથીજ. મારા સ્વામીને છોડી જવાની આજ્ઞા કરવાનો આપને શો અધિકાર છે ?"

આયાના આખા શરીરમાં કંપારી વછૂટી, હવે શૂંકું થવા બેઠું, એવું સમજતાં હું પણ ભયથી ધ્રૂજી ગયો.

મેં માયાને પ્રાકૃત ભાષામાં કહ્યું: "જરા દિલમાં દયા રાખજે! આમાં બીજું કશું નથી, પણ માત્ર કુદરતજ કામ કરી રહી છે. સ્ત્રીના પુરૂષ પ્રત્યેના પ્રેમનો આવીર્ભાવ આવા શબ્દો બોલાવે તેમાં કશું અસ્વાભાવિક નથી."

જેવી રીતે હું કૉલેજમાં સંસ્કૃતની સાથે પ્રાકૃત ભણ્યો હતો, તેવી રીતે માયા તક્ષશિલામાં પ્રાકૃત ભણી હશે એટલે તેને એ પ્રાચીન ભાષા આવડતી હતી. તેણે મને એજ ભાષામાં જવાબ આપ્યો: "મારા દિલમાં દયા છેજ. જો હું નિર્દય થઇ હોત તો આ ક્ષણેજ મારી ફૂંકની સાથે તે મુડદું બનીને ભોંયે પડી હોત!" પછી યામાને સંબોધીને માયા બોલી: "ઓ સ્ત્રી! હું તને ફરીથી કહું છું કે તું જતી રહે, નહિતો તું જ્યાં ઊભી છે ત્યાંજ મુડદું બનીને ભોંયે પડીશ!"

દગ્ધ થઇ જતા દિલથી ઉશ્કેરાઇને તે બોલી: "હું જવાની નથી. તે મારો સ્વામી છે. મેં તેને પસંદ કર્યો છે, હું તેને પરણી છું અને મેં તેનો જીવ બચાવ્યો છે! આપનામાં શક્તિ હોય તો ભલે મને મારી નાંખો! હું આપને મારો સ્વામી આપવાની નથી, નથી ને નથીજ!"

હું જોઇ પણ ન શકું એટલી ઝડપથી માયાએ પોતાનો હાથ યામાના માથા ઉપર લગાડયો. મેં યામા તરફ જોયું અને હું ત્રાસી ગયો, કારણકે યામાના માથા ઉપરના વાળમાં જ્યાં માયાનાં આંગળાં અડયાં હતાં ત્યાં ત્રણ સફેદ ડાઘ પડી ગયા હતા! યામા જાણે ગભરાઇ ગઇ હોય એવી રીતે પોતાના હાથવડે માથું પકડીને દબાવી રહી.

માયાની આ અસાધારણ શક્તિ જોઇને હું ચોંકી ઉઠ્યો. માયા તો જરા માત્ર હસી. તેણે ગભરાયલી યામાને કહ્યું: " ઓ મૂર્ખિણી ! શું તું એમ ધારે છે કે તને મારી નાંખવાની મારામાં શક્તિ નથી ? જા, અરીસામાં જરા તારૂં મ્હોં જોઇ લે ! " હજામત કરવાનો સામાન એક બાજુએ જુવાને ગોઠવી રાખ્યો હતો તેમાં અરીસો પણ હતો તે તરફ માયાએ આંગળી કરીને મને સૂચવ્યું: " હુરપાળ ! આ સ્ત્રીને જરા અરીસો આપ ! તેને તેના વાળ ઉપરના સફેદ ડાઘ જરા જોઇ લેવા દે કે જેથી તેને ખબર પડે કે મારામાં તેને મારી નાંખવાની શક્તિ છે કે નહિ. "

મેં અરીસો લીધો અને યામાના મ્હોં સામે ધર્યો. યામાએ તેમાં પોતાનું પ્રતિબિંબ જોયું, પછી પોતાના વાળ ઉપર હાથ લગાડ્યો અને ફરીથી અરીસામાં જોયું, કે તુરત તે ગભરાતી–ડુસકાં ભરતી ભોંયે બેસી ગઇ.

માયાએ યામાને કહ્યું: " હવે તું અહીંથી ચાલી જઇશ કે હું બીજી વાર તારા માથા પર હાથ પછાડું ? જો, તારાપર મેં મારી મહોર એટલા માટે મારી છે, કે તું તદ્દન બુઢ્ઢી થઇ જાય અને તારા બધા વાળ આ થોડા ધોળા વાળની પેઠે તદ્દન ધોળા થઇ જાય ત્યાં-સુધી હું તને ઓળખી શકું. જો ફરીથી તું મારી નજરે પડીશ, તો યાદ રાખજે કે તારાં હાડકાં આ તારા ધોળા વાળ કરતાંએ વધારે ધોળાં થઇ જશે ! "

તદ્દન ભયભીત થઇ ગએલી અને ઢીલાં ગાત્રવાળી એ બિચારી સ્ત્રી ઉઠી અને પેલાં સફેદ ચકામાં સાથે તે ચારે પગે થઇને અશ્રુ-પાત કરતી–ડુસકાં ભરતી ઓરડાની બહાર ચાલી ગઇ.

તે ગઇ ત્યારપછી માયા બોલી: " હુરપાળ ! તારે કાંઇ ભય-

ભીત થવાની જરૂર નથી. હું તને કહું છું કે આ કાંઇ હું જાદુ કરતી નથી–જાદુ જેવું આ દુનિયામાં કાંઇ છેજ નહિ. તે એક એવી શક્તિ છે કે જેને તું ઓળખતો નથી. મેં ચામા ઉપર મારી મહોર મારી છે તે માત્ર તેને ભય પમાડવા માટેજ, નહિતો હું તેનો ઘાતજ કરી નાંખત. હવે હું મારા પ્રિયતમ કંબલકુમારને મારા સેવકો પાસે ઉપડાવીને મારા નિવાસખંડની નજીકમાં લઇ જઉં છું. ત્યાં હું તેની સારી પેઠે સંભાળ લઇ શકીશ અને જ્યારે તે જાગ્રત થશે ત્યારે હું તેનો સત્કાર કરવાને તૈયાર રહી શકીશ. ત્યાં તું અને તારો ચાકર બેઉ આવજો. પણ એક વાત તારે યાદ રાખવાની છે અને જો તું તે યાદ નહિ રાખે તો તું જોખમમાં આવી પડીશ. તે વાત એ છે કે આ સ્ત્રી કેવી રીતે ગઇ તે વિષે તારે એક શબ્દ પણ કંબલકુમારને કહેવો નહિ અને મારા સંબંધે પણ કશું કહેવું નહિ. જો, મેં તને જે ચેતવણી આપી છે તે ભૂલતો નહિ. " એ પ્રમાણે મને કહીને અને મને વધારે ગુંચવણમાં નાંખીને માયા પોતાના સેવકોને ઘટતી આજ્ઞા કરવાને ત્યાંથી ચાલી ગઈ. ખરેખર, હું બહુજ ગુંચવાઇ ગયો હતો અને એક પછી એક લાગણીને ઉશ્કેરનારા બનાવો બનવાથી મુંઝાઇ ગયો હતો. મને લાગ્યું કે આ ગુંચવણથી અને મુંઝવણથી કદાચ હું ગાંડો બની જઇશ. પણ સદ્ભાગ્યે વધારે વિચાર કે ચિંતા કરવાનો મને અવકાશજ મળ્યો નહિ, કારણકે થોડી વારમાં તો લલિતને અને અમારા ઉપયોગની વસ્તુઓને ઉપાડી જવા પેલી મૂંગી દાસીઓ આવી પહોંચી, એટલે થોડી વાર સુધી તો ત્યાં ગરબડ મચી રહી. અમારા નિવાસના નવા ઓરડાઓ માયાના વિલાસભુવનના ઓરડાની બરાબર પાછળ આવેલા હતા. માયાનો સુવાનો ઓરડો ક્યાં હશે તે હું પહેલાં જાણતો નહોતો, પણ પછી

મારા જાણવામાં આવ્યું કે તે ઓરડો પણ અમારા નવા નિવાસ-ખંડની તદ્દન નજીકમાં હતો.

તે રાત તો મેં લલિતના ઓરડામાં જ પસાર કરી. લલિતે આખી રાત ઘસઘસાટ ઊંઘ્યા કર્યું અને રાતમાં જરા સળવળાટ પણ કર્યો નહિ. મેં પણ સારી પેઠે ઉંઘ કાઢી પરન્તુ મારી ઉંઘ ભય તથા ચમત્કારોનાં સ્વપ્નાંઓથી ભરપૂર હતી. માયાએ યામાને માથે હાથ ઠોકીને જે ધોળાં ચકામાં પાડયાં હતાં તેનાંજ સ્વપ્નાં મને મુખ્યત્વે કરીને આવતાં હતાં. અરેરે ! એ બિચારી ભયભીત યામાની મુખ-મુદ્રા, તેનું રૂદન અને તેનું ચાલી નીકળવું તે હજી પણ મને સાંભરે છે-વિસાર્યું વિસરતું નથી.

બીજું જે ભયંકર સ્વપ્ન મને આવ્યા કરતું હતું તે પેલો હા-ડકાંનો ગંજાવર ઢગલો હતો. મને એવું સ્વપ્ન આવતું હતું કે જાણે એ બધાં હાડપિંજરો ઉભાં થયાં અને મારી પાસે થઇને હજા-રો ને લાખોની સંખ્યામાં પસાર થયાં ! તેમની પાંસળીઓની આરપાર સૂર્યનો તડકો પસાર થતો હતો અને ભૂતાવળ જેવું એ હાડપિંજ-રનું લશ્કર કુચકદમ કર્યે જતું હતું ! તે લશ્કર કામરૂદેશનાં નગરોમાં પેસી ગયું, શેરીએ શેરીએ અને મહોલ્લે મહોલ્લે તે આગળ વધ્યું, પણ એકકે જીવતું મનુષ્ય પ્રાણી ક્યાંય દેખાયું નહિ ! માત્ર "કામરૂદેશ પડયો, પડયો, પડયો" એવા પડઘાજ ચોમેર અદૃશ્ય રીતે સંભળાયા કરતા હતા ! સાંજ પડતાંજ એ હાડપિંજરોનું લશ્કર ગુફામાં પાછું ફર્યું અને પોતાની મેળે ફેંકાઇ ફેંકાઇને પહેલાંના જેવાજ ઢગલા જેવું બની ગયું ! હું એવા સ્વપ્નના દેખાવથી ભયભીત થએલો એકદમ ઉઠયો અને આંખો ચોળીને ઉઘાડતાંજ મેં જોયું કે માયા મારી અને લલિતની પથારી-ની વચ્ચે ઊભી હતી તે એકદમ એક પડછાયાની પેઠે ઓરડામાંથી ચાલી ગઈ.

ત્યારપછી મને જે ઊંઘ આવી તે સારી આવી કારણકે મેં કાંઈ ભયાનક સ્વપ્નો જોયાં નહિ. સ્હવારે ઉઠયો ત્યારે મારૂં મગજ શાન્ત થએલું હતું. છેવટે લલિત ઊંઘમાંથી જાગવાનો વખત આવી પહોંચ્યો અને તે સાથે બુરખો પહેરેલી માયા પણ આવી પહોંચી. તે બોલીઃ " હરપાળ! તેનો તાવ હવે ઉતરી ગયો છે અને તે ઉઠશે ત્યારે તેનું મગજ સ્થિર અને શાન્તજ હશે."

તત્ક્ષણ લલિતે પાસું ફેરવ્યું અને હાથ લાંબા કરીને તેણે બગાસું ખાધું તથા આંખો ઉઘાડી. પોતાની સમીપે એક સ્ત્રીની આકૃતિને નીચી નમીને ઊભેલી જોઇને તેણે તેને ભૂલથી યામા સમજી પોતાની બાથમાં લીધી અને તેને ચુંબન લીધું! તે બોલ્યોઃ " ઓ મારી યામા! આજે વળી તેં આમ ઘુંઘટ શાને ઘાલ્યો છે? તારા દાંત-બાંત દુઃખે છે કે શું?" પછી તેણે જુવાનની સામે જોઇને ગુજરાતીમાં કહ્યુંઃ " જુવાન! મને કકડીને ભૂખ લાગી છે; કાંઇ ખાવાનું તો લાવ! વારૂ, અત્યારે આપણે કયાં છીએ?"

માયાને જુવાન જીવતા ભૂત તરીકેજ જાણતો હતો અને તેને જોઈને જુવાનને ભય તથા કંટાળો ઉપજતો હતો. તેનાથી કાંઇક ડરતો ડરતો જુવાન બોલ્યોઃ " બાપુ લલિતસીંગ! આપણે અત્યારે કયાં છીએ તે હું પણ જાણતો નથી! પણ બાપુ! તમે બહુ બોલો નહિ તો સારૂં, કારણકે હજી તમે માંદા છો અને તમારી માંદગીએ તો અમને બ્હાવરા બનાવી મૂકયા છે." માયા તરફ આંગળી કરીને તે આગળ બોલ્યોઃ " અને જો આ બાઇસાહેબ અહીંથી જરા ખસે, તો હું આપને માટે રાબડી લાવું!"

જુવાનના આ શબ્દોથી લલિતનું ધ્યાન એ " બાઇ:સાહેબ" તરફ ગયું. માયા અત્યારે ચૂપચાપ ઊભી રહી હતી. લલિત બોલ્યોઃ

" આ કોણ છે ? તે યામા નથી ! યામા ક્યાં ગઈ ? "

પછી, પહેલીજ વાર માયા લલિત સાથે બોલી: પહેલીજ વારના શબ્દો તેણે તદ્દન જુદા ઉચ્ચાર્યા: " તે અહીંથી કાંઇ કામે ગઈ છે, અને જો, હું તેની જગ્યાએ તારી દાસી તરીકે તારી હજુરમાં હાજર છું ! "

ચાંદીની ઘંટડી જેવો માયાનો મધુર સ્વર સાંભળીને અને તેની બુરખાથી ઢાંકેલી આકૃતિ જોઇને લલિતની અર્ધજાગૃત મગજશક્તિ એકદમ ગુંચવણમાં પડી જતી દેખાઇ. એટલામાં તો જુવાન બહાર ગયો હતો તે લલિતને માટે ગરમાગરમ રાબ લઈ આવ્યો, એટલે માયાના શબ્દોનો કશો જવાબ ન આપતાં લલિત તે રાબ પી ગયો, અને પાછો સૂઇ ગયો. થોડી વારમાં તો તે ઘસઘસાટ ઉંઘવા લાગ્યો અને છેક સાંજે જાગ્યો. બીજી વાર તે જાગ્યો ત્યારે તેણે મને જોયો અને શું શું બનાવો બની ગયા છે તે વિષે તે મને પૂછવા લાગ્યો; પરંતુ મેં તેને ઉડાઉ જવાબો આપીને સમજાવ્યો કે જેથી તેના નબળા મગજ ઉપર કાંઇ કારમી ખરાબ અસર ન થાય. બીજે દિવસે તે ઉઠ્યો ત્યારે કાંઇક વધારે સ્વસ્થ અને તંદુરસ્ત જણાવા લાગ્યો. પછી મેં તેને તેની ભયંકર માંદગીની કેટલીક વાત કહી, મેં તેને માટે શું શું કર્યું તે વિષે કેટલુંક કહ્યું પરન્તુ તે વખતે માયા હાજર હતી એટલે હું તેને વિશેષ કહી શક્યો નહિ અને માત્ર એટલુંજ કહ્યું કે " આ સ્ત્રી આ પ્રદેશની મહારાણી છે, આપણી તરફ ભલી લાગણી ધરાવે છે અને પોતાની ઇચ્છાથી તે બુરખો ઓઢીનેજ ફર્યા કરે છે. " આ બધી વાત મેં લલિતને ગુજરાતીમાં કહી હતી અને ગુજરાતી ભાષા માયા જાણતી નહોતી છતાં તેના સંસ્કૃત–પ્રાકૃત ભાષાના અદ્દભુત જ્ઞાનને લીધે મને ભય રહેતો હતો કે કદાચ કાંઇ

કાંઇ સમજી શકાય તેવા શબ્દો ઉપરથી તે મારા કહેવાનો મર્મ સમજી શકશે અથવાતો અમારી મુખમુદ્રાઓ પરના ભાવ ઉપરથી તે બધું સમજી જશે, અને વળી તેણે મને આપેલી ચેતવણી મને સારી પેઠે સાંભરતી હતી, એટલે મેં માત્ર ઉપલક વાત કહીનેજ અત્યારે તો પતાવી દીધું.

બીજે દિવસે પ્રભાતમાં લલિત સારી પેઠે તંદુરસ્ત અને લગભગ તદ્દન સાજો થઇ ગએલો માલૂમ પડ્યો. તેના શરીરમાં ન ધારી શકાય તેટલી ઝડપથી લોહી ચડયું હતું અને આટલી બધી માંદગીને અંતે ન માની શકાય તેટલા થોડા વખતમાં તે સાજો થઇ ગએલો જણાયો. આ બધો પ્રભાવ માયાએ તેને આપેલા પેલા ચમત્કારિક ઔષધનોજ હોવો જોઇએ એમ હું માનતો હતો. તે સાજો થયો એટલે જૂનાં સ્મરણો પણ તેના મગજમાં તાજાં થવા લાગ્યાં. ગંદા પ્રદેશમાં મુસાફરી કરતી વખતે તેને તાવ ચડયો હતો અને તાવના આવેગમાં તે બેભાન થઇ ગયો હતો તે પહેલાંનાં બધા બનાવો તેના મગજમાં તરી આવવા લાગ્યા. યામા પણ તેને વારંવાર સાંભરી આવતી હતી, તેણે ઉઠાવેલી પોતાની સેવા તેને સારી રીતે યાદ આવતી હતી અને મને લાગ્યું કે યામા ઉપર લલિતનો પ્રેમ ઉપર ઉપરનો નહિ પણ ઉંડો હોવો જોઇએ. તેણે મને યામાના અદૃશ્ય થવા વિષે બહુ બહુ પ્રશ્નો પૂછ્યા પણ હું તેના સાચા જવાબો આપવાની હિંમત કરી શક્યો નહિ કારણકે લલિત પહેલવહેલો બેભાન અવસ્થામાંથી જાગ્યો ત્યારે માયાએ મને પોતાની પાસે બોલાવીને ફરીથી ગંભીર રીતે ચેતવણી આપી હતી અને સાચા બનાવની કશી વાત લલિતને નહિ કહેવાનું ફરમાવતાં મને એવી ધમકી પણ આપી હતી કે 'જો તું એમાંની કાંઇ પણ વાત કુંઅરકુમારને કહીશ તો તારૂં આવી બન્યું

સમજજે.' એક બીજે પ્રસંગે મને માયાએ બોલાવીને એવી સૂચના કરી હતી કે 'મારા વિષે તેં કુંબલકુમારને જે કાંઇ વાત કહી છે તેથી વધારે કશી વાત તુ તેને કહીશ નહિ; વખત આવ્યે હું પોતેજ તેને બધી વાત કહીશ.'

ખરેખર, માયાની બધી રીતભાત હવે બદલાઇ ગઈ હતી. હું એમ માનતો હતો કે જે પુરૂષને માયા પોતાનો હજારો વર્ષો પહેલાંનો પ્રિયતમ સમજતી હતી તે પુરૂષને પોતાનો બનાવી લેવાની વહેલામાં વહેલી તક તે સાધ્યા વિના રહેશે નહિ; પણ માયાએ એવું કશું કર્યુંજ નહિ અને તેનું કશું કારણ મારા સમજવામાં આવ્યું નહિ. તેણે માત્ર એટલુંજ કર્યું કે લલિતને જે જે વસ્તુઓની જરૂર પડતી હતી તે તે વસ્તુઓ તે તત્કાળ પૂરી પાડતી, તેને કશી ઊણપ માલૂમ પડવા દેતી નહિ અને તેમ કરતાં તે હમેશાં નમ્રતાથીજ વર્તતી! અહા, ક્યાં તેનો રૂઆબ, ક્યાં તેનો બાદશાહી દેડેરો અને ક્યાં આ તેની વિલક્ષણ નમ્રતા! તે લલિતને અત્યંત માનપૂર્વક બોલાવતી અને બનતાસુધી તેને પોતાની પાસે ને પાસેજ રાખતી. માયાના થોડા પરિચયથી જેવી કુતૂહલવૃત્તિ મારામાં ઉશ્કેરાઇ હતી, તેવીજ કુતૂહલવૃત્તિ લલિતના મગજમાં પણ આ અદ્‌ભુત અને ભેદભરી સ્ત્રીના સંબંધમાં ઉશ્કેરાયા કરતી હતી. લલિત તેનો ચહેરો જોવાને ખાસ કરીને બહુ આતુર હતો. તે ચહેરા સંબંધી કશી વધુ વિગતો નહિ કહેતાં મેં લલિતને માત્ર એટલુંજ કહ્યું હતું કે—"જેવી તેની આકૃતિ મનોહર છે અને કંઠ મધુર છે, તેવીજ તેની સુંદરતા મોહક છે." જુવાન માણસના મનને ઉન્મત્ત બનાવવાને આટલી વાત પણ થોડી નથી. તેની લાંબી માંદગીની થોડી થોડી અસર હજી તેના શરીરમાં હતી, પણ જો તેવી અસર ન હોત અને માયાના સંબંધમાં

તેનું મન ચિંતાતુર રહ્યા કરતું હતું તે તેવું ન રહેતું હોત, તો મને ખાત્રી છે કે તે માયાના પાશમાં કયારનોએ સપડાઇ ગયો હોત અને તેની પ્રત્યે પ્રેમ ધરાવવા લાગી ગયો હોત. યામાની પતિભક્તિ અને તેની સેવાવૃત્તિ હજી તેને એક સરખી રીતે સાંભર્યા કરતી હતી. માયાએ લલિતને પોતાની બે હજાર વર્ષની ઉમર વિષેની જરા પણ વાત કહી નહોતી કે તેને તેની કશા શંકા પણ ઉપજવા દીધી નહોતી, છતાં તેની કુતૂહલવૃત્તિ અહર્નિશ ઉશ્કેરાયલી રહેતી હતી તેનું એક કારણ એ હતું કે પેલી પ્રાચીન સમયની આરસની તખ્તીમાં જે કામરૂદેશની અમર અપ્સરાની વાત કહેવામાં આવી હતી તેજ અમર અપ્સરા આ સ્ત્રી હોવાનું તે સ્વભાવિક રીતેજ માનવા લાગ્યો હતો. મને જ્યારે લલિતે બહુ-બહુ પ્રશ્નો પૂછીને અકળાવવા માંડયો ત્યારે મેં તેને એટલું કહ્યું કે " ભાઈ! તારી યામા અત્યારે કયાં છે તે હું કશું જાણતો નથી, માટે તેના વિષે તારે જે કાંઇ પૂછવું હોય તે મહારાણીને પૂછજે. " આથી તેની માંદગી સુધરના લાગી તેને ચોથે દિવસે સારી પેઠે નાસ્તો કરીને લલિત અને હું માયાની પાસે તેના ખંડમાં ગયા. કોઇ પણ વખતે પોતાની હજુરમાં અમને બેઉને આવવા દેવાની માયાએ પોતાની મૂંગી દાસીઓને આજ્ઞા કરી રાખી હતી.

નિત્યની પેઠે માયા પોતાના વિલાસ ખંડમાંના પેલા બાજઠ ઉપરજ બેઠી હતી. અમને આવતા જોઇને તે ઉભી થઈ ગઇ અને પોતાના બેઉ હાથ લંબાવતી તે અમને લેવાને સામી આવી; અમને બેઉને શા માટે? એમજ કહોને કે લલિતને લેવાનેજ સામી આવી; હું તો હવે એક બાજુએજ રહી ગયો હતો અને લલિત માયાના અંતઃકરણનો અધિષ્ઠાતા દેવ થયો હતો.

અત્યંત નમ્ર અને મધુર સ્વરે માયા બોલીઃ " મારા પરદેશી પરોણા ! તને આવકાર આપું છું ! તને મારી સમીપે ઊભો રહેવાને શક્તિમાન થએલો જોઇને મને ખરેખરો આનંદ થાય છે. હું સાચું કહું છું કે જો મેં તને છેલ્લી ક્ષણે બચાવ્યો ન હોત, તો તું અત્યારે મારી સમીપે આવી શકયો ન હોત. પણ હવે બધો ભય અને જોખમ ગયાં છે અને હવે ફરીથી કાંઇ દુઃખદર્દનો હુમલો ન આવે તેટલા માટે મારે તારી સંભાળ રાખવી જોઇશે. " માયાના આ છેલ્લા શબ્દો ખરેખર અર્થસૂચક અને ભેદભર્યા હતા.

લલિતે મસ્તક ધુણાવીને તેને નમન કર્યું અને પછી પોતા જેવા અજાણ્યા માણુસ પ્રત્યે તેણે બતાવેલી માયાળુતા તથા વિનયશીલતા માટે તેનો સારા શબ્દોમાં આભાર માન્યો.

માયાએ મૃદુતાથી જવાબ આપ્યોઃ " નહિ, તારા જેવા માણુસને દુનિયામાંથી મરવા દેવો એ વાજબી નહોતું કારણકે તેથી દુનિયાને મોટી ખોટ પડત. આ સૃષ્ટિમાં સુંદરતા કાંઇ ઠેરઠેર હોતી નથી. તારે મારો આભાર માનવાની કશી જરૂર નથી. હું તો તને અહીં આવેલો જોઇનેજ ખુશી થએલી છું. "

ગુજરાતીમાં મને લલિતે ધીમેથી કહ્યું: " સાંભળ્યું કાકાશ્રી ! આ સ્ત્રી તો અત્યંત વિનયી અને સંસ્કારી લાગે છે. તમે તેની વિનયશીલતાનો અનુભવ તો સારી પેઠે કર્યોજ હશે. અને જુએ તો ! કેવા સુંદર છે તેના હાથ ! "

મેં લલિતને ઇશારો કરીને ચૂપ રહેવા સૂચવ્યું; કારણકે મને માયાની બુરખા હેઠળની આંખોમાં કાંઈ સંશયના કિરણનો ચમકાર દેખાયો હતો ! તે મને સ્થિર દૃષ્ટિથી નિરખી રહી હતી.

આયા આગળ બોલી: “ મને વિશ્વાસ છે કે મારા ચાકરોએ તારી સેવા બરાબર ઉઠાવી હશે. આ ગરીબ સ્થાનમાં જો કાંઈ પણ સુખ હોય, તો તારે ખાત્રી રાખવી કે તે સુખ તને પમાડવાને મેં મારાથી બનતું કર્યું છે. કહે, બીજી હવે તને કાંઇ ઇચ્છા છે ? ”

લલિતે એકદમ જવાબ આપ્યો: “ હા, મહારાણી ! મારી સાથે પેલી જે સ્ત્રી હતી તે ક્યાં ગેબ થઇ ગઇ તે મારે જાણવું છે. ”

આયા બોલી: “ હાં, હાં, પેલી છોકરી કે ? હા, મેં તેને જોઈ હતી, પણ હું તેને ઓળખતી નથી. તેણે કહ્યું કે મારે જવું છે, પણ ક્યાં જવું છે તે કાંઇ તેણે કહ્યું નહિ. કદાચ તે પાછી આવે ખરી અને ન પણ આવે. માંદા માણસની સેવામાં બેસી રહેવું તે કંટાળો ઉપજાવે તેવું કામ છે અને આ કામરૂ દેશની સ્ત્રીઓ અસ્થિર મનની હોય છે. ”

લલિત આ સાંભળીને ગુંચવાયા જેવો અને દુઃખિત થયા સરખો દેખાયો.

લલિતે મને ગુજરાતીમાં કહ્યું: “ આ બહુ વિચિત્ર વાત છે. ” પછી તેણે આયાને કહ્યું: “ હું આ કાંઈ સમજી શકતો નથી. તે સ્ત્રી અને મારી વચ્ચે પરસ્પર સારી લાગણી હતી અને અમે...” લલિત એટલું બોલીને અટકી ગયો.

આયા સહજ હસી; તેનું એ હસવું મધુરૂં પણ હેતુપુરઃસર હતું; અને હવે તેણે વાતચીતનો વિષય બદલાવ્યો.



# પ્રકરણ ૪ થું.

## મીઠો મેળાપ, પણ—

ત્યારપછી એવી પરચુરણ બાબતો વિષે વાતચીત ચાલી કે તે મને સાંભરતી નથી. ગમે તે કારણથી માયા લલિતની સાથે એવી છૂટથી વાતચીત કરતી નહોતી કે જેવી છૂટથી તેણે મારી સાથે વાતચીત કરી હતી. કદાચ તેનો ઇરાદો પોતાનું વ્યક્તિત્વ અને પોતાનો સ્વભાવ લલિતની જાણમાં બરાબર નહિ આવવા દેવાનો હશે. તોપણ તેણે લલિતને તુરતજ જણાવી દીધું કે—"મેં તમારી પરોણાગતમાં આ દેશના લોકોના એક નાચની અને ઉત્સવની ગોઠવણ કરી છે, અને તેથી હું ધારૂં છું કે તમને આનંદ મળશે તથા આ દેશના નાચની નવી માહીતી મળશે." આથી મને નવાઇ લાગી. હજી થોડા દિવસ પહેલાંજ માયાએ બામદેવના તાબાના થોડા જંગલી લોકોના જાન લીધા હતા અને તુરતમાં જ આવા નૃત્યોત્સવમાં આ લોકો આનંદથી ભાગ લેશે કે કેમ એ મને શંકાની વાત લાગતી હતી. પછી અમે ત્યાંથી પાછા ફરવાની તૈયારી કરતા હતા એટલામાં માયાએ સૂચવ્યું કે—લલિતને જો આ ગુફાઓની કેટલીક અદ્દભુત વસ્તુઓ જોવાની ઇચ્છા હોય તો ભલે બામદેવની સાથે તે જોવાને જાય. આથી અમે જુવાન તથા બામદેવને લઈને ગુફાઓ જોવા ગયા.

જે કાંઈ મેં માયાની સાથે ફરીને આ ગુફાઓમાં જોયું હતું તેવું જ આ વખતે લલિતે બામદેવની સાથે ફરીને જોયું. હું સાથેજ હતો. માયાએ મને બતાવેલી ગુફાઓમાં જે કાંઇ જોવાનું હતું તે તો જૂનાં જૂનાં જાળવી રાખેલાં મુડદાં, હાડકાં, કે બહુ તો અસલી કોતરણી—કારીગીરી વિના બીજું કશું નહોતું. આખો પર્વત કોતરીને તેવી

સંખ્યાબંધ ગુફાઓ બનાવવામાં આવી હતી એટલે એકી સાથે બધી ગુફાઓમાં ફરી વળવું અશક્ય હતું. પરંતુ એકનું એક દ્દશ્ય જૂદી જૂદી ગુફાઓમાં જોવાનું ગમે તેમ પણ નહતું. પેલો હાડકાંનો ગંજાવર ઢગલો પણ અમે જોયો અને ત્યારપછી સામાન્ય સ્થિતિના લોકોનાં જાળવી રાખવામાં આવેલાં મુડદાં જોયાં. આ મુડદાં પેલાં સારી સ્થિતિના લોકોનાં જાળવી રાખેલાં મુડદાંઓના જેવાં સારાં દેખાતાં નહોતાં. કેટલાંક મુડદાં ઉપર વસ્ત્રો પણ નહોતાં અને એક ગુફામાં તો એકી સાથે પાંચસોથી હજાર જેટલાં મુડદાં ઉપરા ઉપરી અનાજની ગુણોની પેઠે ખડકી રાખવામાં આવેલાં હતાં !

લલિતને આ દેખાવ ભયંકર છતાં નવાઇભરેલો અને જોવા-જાણવા જેવો લાગ્યો. આ અસલના વખતનાં સ્મરણો તેની ઇતિહાસવૃત્તિને જાગૃત કરવા લાગ્યાં. પણ જીુવાનને આ કશું જોવાનું ગમતું નહોતું. જ્યારથી અમે આ દેશમાં આવ્યા હતા ત્યારથી જુવાનને તો એક પછી એક કંટાળો ઉપજાવે તેવુંજ નજરે આવતું હતું અને તેમાં વળી આ મુડદાંના ઢગ જોઈને તો તેને કાંઇ-કાંઇ થઇ જતું હતું ! તેને આમ થતું જોઇને બામદેવ બોલ્યોઃ "દીકરા કુક્કર ! તું આમ ગભરાય છે શાને ? આ બધા મરી ગએલા છે અને તારે પણ એક વાર મરીને મુડદારૂપ બનવાનું છે."

બામદેવની વાત મેં જુવાનને ગુજરાતીમાં સમજાવી એટલે તે બોલ્યોઃ "એ તો બહુ સારી શિખામણ આપી, પણ બાપુ ! જરા આ બુઢ્ઢાને કહો કે તારે તો મારી પહેલાં મુડદું થવું પડે એટલી તારી ઉમર છે !"

કેટલીક ગુફાઓ નમુનારૂપેજ માત્ર જોઇને અમે અમારા ઓરડામાં પાછા ફર્યાં અને ભોજન લીધું. મધ્યાહ્ન વીતી ગયો હતો.

અને હવે અમને–ખાસ કરીને લલિતને બહુ આરામની જરૂર હતી. છ વાગતાં અમે ઉઠીને પાછા માયાની હજુરમાં હાજર થયા. જુવાન પણ અમારી સાથે હતો. મૂળે જુવાન અહીંનું બધું જોઈને ડર ખાઈ ગએલોજ હતો અને માયાએ તેને પેલા પાણીભરેલા વાસણમાં ચિત્રવિચિત્ર દેખાવો બતાવીને વધારે ચમકાવી મેલ્યો ! જુવાનના બાપને સાત દીકરા હતા, તેમાં માત્ર એક જુવાન સિવાય બીજા બધા મરી ગયા હતા. આ વાત મેં માયાને કહી એટલે માયાએ જુવાનને કહ્યું: " તું તારા બધા ભાઈઓના ચહેરા મનમાં યાદ લાવ. " જુવાને એ ચહેરા યાદ કર્યા અને પછી પાણીમાં જોયું, તો ખરેખર પોતાના મરી ગએલા છએ ભાઈઓના ચહેરાનું ઝૂમખું એની અંદર દેખાયું ! જે ભાઇનો ચહેરો જુવાનને જેટલો આછો યાદ આવ્યો તેટલા પ્રમાણમાં એ ચહેરાની સ્પષ્ટતા આછી–ઝાંખી હતી, અને જેના ચહેરા તેને બરાબર યાદ આવ્યા તે બધા ચહેરા જીવતા–જાગતા જેવા અને સ્પષ્ટ હતા. વસ્તુતઃ જુવાનના મગજમાંના દેખાવોનુંજ પ્રતિબિંબ એ પાણીમાં દેખાતું હતું. આવી રીતે મારા અને લલિતના મગજમાંના દેખાવોનું પ્રતિબિંબ પણ અમે જોયું અને માયાએ પણ જોયું. એક વાર મેં જુનાગઢનો ગિરનાર પર્વત મગજમાં ધાર્યો અને તેનું પ્રતિબિંબ પેલા પાણીમાં મેં જોયું, તે સાથે માયાએ પણ તે જોયું, કારણકે પૂર્વે તેણે તે કોઈ વાર જોયું નહોતું. માયા પોતે પોતાની અણજોઇ વસ્તુઓનો દેખાવ એ પાણીમાં ઉતારી શકતી નહિ. બ્રહ્મપુત્રા નદીમાં અમારી હોડી તરતી આવતી હતી તે દેખાવ તેણે અગાઉથી જોયો હતો અને અમે કામરૂદેશ તરફ આવતા હતા તે તેણે અગાઉ જાણ્યું હતું, તેનું કારણ એ હતું કે બ્રહ્મપુત્રા નદીનું એ બધું સ્થાન માયાએ ઘણીએ વાર જોયું હતું એટલે નદીના પાણીનો દેખાવ નજર સમીપે આવતાં જ તેની

ઉપર તરતી અમારી હોડી અને તેમાં બેઠેલા અમે ત્રણ જણા તેના જોવામાં આવી ગયા હતા. આ માનસિક પ્રતિમાઓના પ્રતિબિંબનું રહસ્ય હું અને લલિત સમજી શક્યા, પરંતુ જુવાન તો તેને એક પ્રકારનો જાદૂજ સમજતો હતો. પોતાના ભાઇઓના ચહેરા એ પાણીમાં પોતાની સામે ટગર ટગર જોઇ રહેલા જોઇને જુવાન કેવો આભો બની ગયો હતો તે હજી મારા ધ્યાનમાં છે. તેનું એ આશ્ચર્ય જોઇને માયા ખડખડાટ હસીને રમૂજ મેળવી રહી હતી.

એકાદ કલાક આ દેખાવો જોવામાં ગાળ્યો એટલામાં માયાની મૂગી દાસીઓએ ઇશારતોવડે સંદેશો સુણાવ્યો કે બામદેવ અંદર આવવાની રજા માગે છે. તેને આવવાની પરવાનગી આપવામાં આવી એટલે બામદેવ ચારે પગે ચાલતો અંદર આવ્યો અને સમાચાર આપ્યા કે નૃત્યોત્સવની બધી તૈયારી થઇ ચૂકી છે અને હવે મહારાણી તથા મહેમાનો ખુશીથી પધારે. થોડી વાર રહી અમે બધા ઉઠયા અને માયાએ પોતાના સફેદ વસ્ત્રની ઉપર કાળો ઝભ્ભો પહેરી લીધો. આ કાળો ઝભ્ભો એજ હતો કે જે ઝભ્ભો પહેરીને તે અગ્નિની જવાળા પ્રકટાવતી પેલી નેપાળી રાજકુમારીને શાપ આપી રહી હતી અને મેં તેને રાત્રિને વખતે તેમ કરતી ભોંયરામાં જઇને જોઇ હતી. અમે બધાં ત્યાંથી નીકળ્યાં. નાચ ખુલ્લા મેદાનમાં થવાનો હતો. એક મોટી ગુફાની સમીપે આવેલું વિશાળ સપાટ આંગણું તે માટે પસંદ કરવામાં આવ્યું હતું, તે તરફ અમે ગયા. ગુફાના મુખથી પંદરેક ડગલાં જેટલા અંતર પર ત્રણ બાજઠો મૂકવામાં આવેલા અમે જોયા, તે ઉપર જઇને અમે બેઠા. હજી કોઇ નાચ કરનારાઓ નજરે આવતા નહોતા. રાત્રિ લગભગ અંધારી હતી અને ચંદ્ર હજી ઉગ્યો નહોતો. આ અંધકારમાં અમે નાચ કેવી રીતે જોઇ શકવાના

હતા તેજ અમને સમજાતું નહોતું. આ વિષે લલિતે માયાને પ્રશ્ન કર્યો એટલે માયા બોલી: "થોડી વારમાં જ તને સમજાશે."

માયાના મુખમાંથી આ શબ્દો નીકળી રહ્યા એટલામાં તો બધી દિશાઓમાંથી કાળી આકૃતિઓ દેખાવા લાગી. દરેક આકૃતિ પાસે એક એક જાગી બળતી મશાલ હતી. એ મશાલ ગમે તે વસ્તુ હોય પણ ભડભડ બળતી હતી અને મશાલનું બળતું એક વાર જેટલું ઉંચું જતું હતું ! એ આકૃતિઓ નજીક ને નજીક આવતી ગઇ. તેમની સંખ્યા પચાસેકની હતી. નજીક આવતાં તે ભુતોનું ટોળું હોય એવું માલૂમ પડતું હતું અને તેમની પેલી બળતી મશાલો ? લલિત તે જોઇને બોલી ઉઠયો: "ઓ પ્રભુ ! આ તો માણસનાં મુડદાંની મશાલો બનાવી છે !!"

હું તે તરફ તાકી રહ્યો. માથાપર બળતી સગડીઓ લઇને આવેલી ચૂડેલોનાં જેવાં એ મુડદાં દેખાતાં હતાં. મને સમજાયું કે ગુફાઓની અંદર ભરી રાખવામાં આવેલાં મુડદાંઓનો ઉપયોગ આ નૃત્યોત્સવમાં મશાલો તરીકે કરવામાં આવનો હતો અને મુડદાંઓની અંદર ભરી રાખવામાં આવેલા કોઇ તેલી પદાર્થોને લીધે તે મશાલની પેઠેજ ભડભડ બળી રહ્યાં હતાં !

આ બળતાં મુડદાંનો આંગણાની વચ્ચોવચ્ચ ઢગલો કરવામાં આવ્યો. અમે બેઠાં હતાં ત્યાંથી તે વીસેક ડગલાં જેટલો દૂર હતો. એ અગ્નિનો ભડભડાડ અને અંદરના હાડકાંના ફૂટવાથી થતા અવાજ ને ઉડતા તણખા, એ બધું ખરેખર ભયંકર હતું. એક મુડદાંનો છૂટો પડી ગએલો બળતો હાથ એક જંગલી પુરૂષે તેમાંથી ઉપાડયો અને તેણે તે વડે આંગણાની ફરતા લાકડાના ખૂંટા ખોડીને થોડે થોડે અંતરે બાંધેલાં મુડદાંને માથેથી સળગાવવા માંડયાં ! જેવી

રીતે દારૂખાનું ફોડનાર મુલ્લાં પોતાના હાથમાંની નાની સરખી મશાલથી ભોંયે ગોઠવી રાખેલું દારૂખાનું એક પછી એક સળગાવે, તેવી રીતે તેણે પેલા મુડદાના હાથની મશાલથી આ બધી મુડદાં રૂપી મોટી મશાલોને સળગાવી ! અમારી ત્રણ બાજુએ એકી સાથે સંખ્યાબંધ આવી ધૃણાજનક મશાલો સળગી ઉઠી અને મુડદાંઓની આંખોમાંથી, મુખમાંથી અને કાનમાંથી લાંબી લાંબી જ્વાળાઓ નીકળતી ભયાનક દૃશ્ય રજુ કરવા લાગી. આવી રીતે અર્ધા કલાકમાં એક મુડદું લગભગ કમર સુધી બળી જતું કે તુરત બાકીના ભાગને ફેંકી દઇને તેની જગ્યાએ બીજું મુડદું મૂકીને તુરત તેને સળગાવવામાં આવતું ! તેવીજ રીતે આંગણાની વચમાં સળગાવવામાં આવેલી હોળીને પણ નવો નવો ખોરાક આપવામાં આવતો હતો. આ દૃશ્ય ધૃણાજનક હતું છતાં તે નવા પ્રકારનું અને લાગણી ઉશ્કેરનારૂં હતું.

આ દૃશ્યથી માયાની કાંઇ લાગણીઓ ઉશ્કેરાયલી જણાઇ નહિ. અમે આ દેખાવ પહેલવહેલો જોયો હતો પણ તેણે તો આવા ઘણાએ દેખાવો જોયા હશે. તે બોલીઃ " હુરપાળ ! મેં તને વિચિત્ર દૃશ્ય બતાવવાનું વચન આપ્યું હતું અને એ વચન મેં પૂરૂં કર્યું છે ને ? વળી આમાં કેટલોક બોધ પણ રહેલો છે. તેનો બોધ એવો છે કે આજે જીવી લ્યો; આવતી કાલ કોણે જોઇ છે ? ભવિષ્ય ઉપર આધાર રાખવાથી કશું વળવાનું નથી. આ બધાં મુડદાં જૂના કાળના અમીરો અને યોદ્ધાઓનાં હશે, તેમની પ્રેમી પ્રેમદાઓનાં પણ હશે; શું તેમણે ધાર્યું હશે કે કેટલાંક વર્ષો પછી તેમનાં મુડદાં ભવિષ્યની પ્રજાના નૃત્યોત્સવને વખતે પ્રકાશ આપનારી મશાલો બનીને રહેશે ? જો, આ પ્રમાણે આ નૃત્યોત્સવની રંગભૂમિમાં

પ્રકાશ પાથરવામાં આવ્યો છે અને હવે ખેલ શરૂ થશે. નાચનારાંઓ આવી રહ્યાં છે."

મામાએ આ પ્રમાણે કહ્યું, એટલામાં અમે જોયું કે આંગણાની વચ્ચે પ્રગટાવેલી મુડદાંની હોળી તરફ જૂદી જૂદી આકૃતિઓની બે હારો આગળ વધી રહી છે. તેમાની એક હાર પુરૂષોની અને બીજી હાર સ્ત્રીઓની હતી. આવી આકૃતિઓની સંખ્યા લગભગ એકસો જેટલી હતી. દરેક આકૃતિ વાઘ, ચિત્તા વિગેરે જૂદાં જૂદાં પ્રાણીઓનાં ચામડાંમાં સજ્જ થએલી હતી. તે બધી આકૃતિઓ હોળીની ફરતી ચુપચુપ ગોઠવાઇ ગઇ, અને પછી નૃત્ય શરૂ થયું. આ નૃત્યનું સંપૂર્ણ વર્ણન આપવું એ મુશ્કેલ છે. જોકે આ નૃત્યમાં હાથપગની નૃત્યકળાનું જંગલી સ્વરૂપ માલૂમ પડતું હતું, તોપણ એને નૃત્ય કહેવાને બદલે એક જાતની મુંગી ભવાઇ કહેવી એ વધારે ઠીક હતું. તે ભવાઇમાં કોઇ હાસ્યના, કોઇ આનંદના અને કોઇ ક્રૂરતાના પ્રસંગો ગોઠવવામાં આવ્યા હતા. એક પ્રસંગ કોઇ રાજાના ખૂનનો હતો. તેમાં જીવતા રાજાને દાટવામાં આવ્યો હતો અને રાજા તેમાંથી છૂટવાને તરફડીઆં મારતો હતો. તે એક પ્રકારનું નૃત્ય જ હતું! આ બધી ભવાઇ મૂંગી જ ચાલતી અને દેખાવો જોઇને પ્રેક્ષકો આનંદ પામતા. ભવાઇના બધા પ્રસંગો ગુફાઓના સુંદર કોતરકામમાં દેખાડવામાં આવેલાં જૂદાં જૂદાં દશ્યોમાંથી પ્રેરણા પામીને ગોઠવવામાં આવેલા હોય એવું જણાતું હતું.

એકાએક એક મજબૂત બાંધાની સ્ત્રી પ્રેક્ષકોની વચ્ચેથી કૂદી પડી! ચોમેર ઘોંઘાટ મચી ગયો. તે ઘેલી બની ગઇ હોય એમ જણાતું હતું કારણકે તે મોટી બૂમે ગાતી હતી: "મને કાળો બકરો આપો, રે મને કાળો બકરો આપો!" એમ બોલતી બોલતી તે ઘૂમવા અને ધૂણવા લાગી!

નાચનારાં અને બીજાઓ એકદમ તેની આસપાસ ફરી વળ્યાં. કેટલાકો પાછળ ઊભા રહીને આ બાઇને શું થઇ ગયું તે જોવા લાગ્યા. એક જણુ બોલી ઉઠયો: " અરે, એના શિરમાં જોગમાયા આવી છે ! દોડો, દોડો, કોઇ કયાંયથી કાળો બકરો લઈ આવો ! હે જોગમાયા ! શાન્ત થાવ, શાન્ત થાવ ! હમણાંજ તમારે માટે કાળો બકરો આવે છે, માટે ધીરાં પડો !"

પણુ જોગમાયા એમ ધીરાં શાનાં પડે? એ બાઇ તો આરડયા-યાજ કરતી હતી કે: " મને કાળો બકરો આપો રે, મને કાળો બકરો આપો ! ધોળો ન જોઇએ, ભુરો ન જોઇએ, મને કાળો બકરો આપો રે, મને કાળો બકરો આપો ! " અને એમ બોલતી તે વધારે ને વધારે જોરથી ઘૂમતી હતી તથા માથાના કેશ છૂટા મૂકીને ધૂણુતી હતી.

" હા માતાજી ! બકરો આવે છે, ધીરાં પડો, દેવી કૃપા કરો, અમને આશીર્વાદ દો, તમારે માટે બકરો આવે છે ! "

છેવટે પાસેની ઝાડીમાં પડેલા કોઇ ટોળામાંથી એક જણુ બકરો લઇને આવી પહોંચ્યો, ત્યાંસુધી એણે એ પ્રમાણે બોલતાં ધૂણ્યાજ કર્યું અને લોકોએ વિનંતિઓ કર્યાંજ કરી. બકરાનાં સીંગડાં પકડીને તેને વચ્ચોવચ્ચ ખેંચી આણુવામાં આવ્યો.

જોગમાયાએ પૂછ્યું: " બકરો કાળો છે કે ? "

" હા, હા, માતાજી કાળો બકરો છે." એક જણે કહ્યું અને તે સાથે તેણે પોતાની પાસેના એક બીજાને ધીરેથી કહ્યું: " અરે, બકરાના પેટ પર ધોળો ડાઘ છે તેના ઉપર તારો હાથ મૂકીને તેને ઢાંકી દે, નહિતો માતાજી જો એ ડાઘ જોઈ જશે તો આ બકરાનો ભોગ સ્વીકારશે નહિ."

જોગમાયાએ હવે ધૂણતાં ધૂણતાં બોલવા માંડયું: "મારો કાળો બકરો કાપો, રે, મારો કાળો બકરો કાપો!"

"હા માતાજી!" કહેતાંજ એક જણે બકરાના ગળા ઉપર જોરથી છરો માર્યો. બકરાના મ્હોંમાંથી કારમી ચીસ નીકળી અને તેનું ડોકું અર્ધું કપાઇ જતાં અંદરથી લોહીની શેડો વછૂટી! લોહી એક વાસણમાં ઝીલવામાં આવ્યું અને એ ફળફળતું ગરમ લોહી જોગમાયાને પીવડાવવામાં આવ્યું, એટલે જોગમાયા શાન્ત થયાં!! અત્યારસુધી જે જોગમાયા ધૂણતાં હતાં તે હવે ડાહ્યાં ડમરાં થઇને આનંદથી નાચવા કૂદવા મંડી ગયાં! થોડી વારે એ ભવાઇ અને નાચ બંધ થયાં અને નાચનારાંઓ જેમ હારબંધ આવ્યાં હતાં તેમ હારબંધ પાછાં ચાલ્યાં ગયાં. હવે વચમાં માત્ર પેલી મુડદાઓની હોળીજ પહેલાં કરતાં કાંઇક ઓછી જવાળાઓ કાઢતી સળગી રહી હતી.

મેં ધાર્યું કે આ ઉત્સવ હવે પૂરો થઇ ગયો હશે. ખરેખરી રીતે મને આ બધું ધૃણાજનક દૃશ્ય જોઇને કંટાળો આવ્યો હતો. હવે અહીંથી ઉડી જવાની રજા મહારાણી પાસે માંગવાની તૈયારીજ હું કરતો હતો, એટલામાં એક બાજુએથી એક વાંદરો અને બીજી બાજુએથી એક સિંહ ફાળો ભરતા એ હોળી તરફ પાછા ધસી આવ્યા, પછી એક બકરો આવ્યો અને તેની પાછળ પોતાનાં શીંગડાં હલાવતો એક બળદ આવ્યો. આ બધાં સરખાં પ્રાણીઓ નહોતાં પણ જૂદાં જૂદાં પ્રાણીઓનાં આખાં ચામડાં પહેરીને પ્રાણીઓનો વેશ ધારણ કરનારાં સ્ત્રી પુરૂષો હતાં! તેમાં રોઝ, બકરાં અને સાબરના વેશધારી પણ હતાં! જ્યારે બધાં વેશધારીઓ એકઠાં થઇ ગયાં ત્યારે એ ચિત્ર વિચિત્ર પ્રાણીઓનું જૂથ અનિ-

યમિત રીતે નાચવા કુદવા લાગ્યું અને તે તે પ્રાણીઓના અવાજનું અનુકરણ કરતું ઘોંઘાટ મચાવવા લાગ્યું. બધા પ્રાણીઓના સ્વરનું એ વિચિત્ર મિશ્રણ ખરેખર બધા કરતાં જુવાનને વધારે આનંદ ઉપજાવતું હતું અને તે તો એક ઠેકાણે ઉભો ઉભો હસી રહ્યો હતો.

આ વિચિત્ર નૃત્ય ઘણો વખત ચાલ્યું; મને અને લલિતને તેથી કંટાળો પણ ઉપજ્યો એટલે મેં માયાને કહ્યું કે અમે જરા આટલામાં આસપાસ ફરીએ છીએ અને આ ખોડેલાં બળતાં મુડદાં જોઇએ છીએ. માયાએ રજા આપી એટલે અમે ઉઠયા અને ડાબી તરફ વળ્યા. એક બે મુડદાની પાસે જઇને તે કેવી રીતે બળતાં હતાં તે અમે બરાબર જોયું. અમને એ દેખાવ બહુ ઘૃણાજનક લાગ્યો. અમે તે જોઈને પાછા ફરતા હતા, એટલામાં અમારૂં ધ્યાન એક ચિત્તા તરફ ખેંચાયું. તે ચિત્તાનું ચામડું પહેરનાર કોઇ નાચનારજ હશે તે વિષે અમને શંકા નહોતી. તે નાચનાર બીજાઓથી છૂટો પડી ગયો હતો અને અમે જે બાજુએ આવ્યા હતા તે બાજુએ આવ્યો હતો. તે મારી તદ્દન નજીક આવીને મારા પગને સ્પર્શ કરીને બોલ્યોઃ "મારી પાછળ પાછળ આવો." હું આ શબ્દોથી વિસ્મય પામ્યો પણ લલિત તો ઓળખી ગયો કે તે શબ્દ યામાનો હતો! લલિત જરાએ રાહ જોયા વિના તે ચિત્તાનો વેશ ધરનાર યામાની પાછળ પાછળ ચાલ્યો અને હું પણ પાછળથી વગર છૂટકે તેની પાછળ પાછળ દોરાયો. ચિત્તો ત્યાંથી પચાસેક કદમ આગળ ગયો. પેલાં બળતાં મુડદાંનો પ્રકાશ જે સ્થળે બહુ ઝાંખો પડતો હતો તે સ્થળે જઇને તે થોભ્યો એટલે લલિત પણ તેની પાસે થોભ્યો. હું કુતૂહલભરી દૃષ્ટિથી માત્ર જોઇ રહ્યો.

યામા બોલીઃ "ઓ મારા ભરથાર! છેવટે મને તારો મેળાપ

થયો ખરો! સાંભળી લે. મહારાણી તરફના ભયથી મારી જીંદગી જોખમમાં આવી પડી છે. તારા વાંદરમુખા કાકાએ તને કહ્યું તો હશે કે મહારાણીએ મને કેવી નિર્દયતાથી કાઢી મૂકી છે. મારા નાથ! તારી ઉપર મારો પૂરેપૂરો પ્રેમ છે અને અમારા આ દેશના રીવાજ મુજબ તો તું મારોજ પરણેલો ભરથાર છે. મેં તારી જીંદગી બચાવી છે; એટલે તું મને છોડી દઇ શકે નહિ, મારા પ્રિયતમ!"

લલિત બોલ્યો: "સાચી વાત છે યામા! હું પણ તને ક્યારનો શોધી રહ્યો હતું. હું તને છોડી દેવા ઇચ્છતો નથી; તું મારી સાથે ચાલ, એટલે આપણે મહારાણી પાસે આપણા દિલની ખરી વાત કહી નાંખીએ!"

"નહિ, નહિ, આપણી તે વાત સાંભળતાંજ તે આપણને મારી નાંખશે. તને હજી તેની શક્તિની ખબર નથી. તારા કાકાને તેની ખબર છે કારણકે તેણે તેની શક્તિનો ચમત્કાર પોતાની નજરે જોયો છે. હવે સાંભળ; આપણો મીઠો મેળાપ હમેશાં ચાલુ રહે તે માટે તો એકજ માર્ગ છે. જો મને ગ્રહણ કરીને છેવટસુધી નિભાવવાની તારી ઇચ્છા હોય તો ચાલ આપણે બેઉ જણાં નાસી જઇએ-અત્યારેજ નાસી જઇએ અને ખાઇઓ તથા જંગલો પસાર કરી શકીશું તો કદાચ આપણે બચી જઈ શકીશું પણ ખરાં."

"લલિત! ઈશ્વરને ખાતર એવું સાહસ......" હું એ પ્રમાણે સાહસ નહિ કરવાની શિખામણ લલિતને આપવા જતો હતો, પણ યામા વચ્ચે બોલી ઉઠી:

"મારા ભરથાર! તેની વાત તું સાંભળીશ નહિ. જલ્દી ચાલ, નહિતો અત્યારેજ આપણું મોત આવ્યું સમજજે. કદાચ અત્યારે મહારાણી પોતાની દૈવી શક્તિથી આપણી વાતચીત સાંભળી રહી પણ

હોય." આ પ્રમાણે વધુ ને વધુ દલીલો કરતી થામા પ્રેમપૂર્વક લલિતના બાહુપાશમાં પડી. તે વખતે ચિત્તાના માથાના ચામડાનો ભાગ થામાના માથા ઉપરથી બાજુએ સરકી ગયો અને તેના માથાના વાળ ઉપર પડેલાં પેલાં ત્રણ સફેદ ચકામાં મારા જોવામાં આવ્યાં. તારાઓના ઝાંખા પ્રકાશમાં એ સફેદ ચકામાં ચમકી રહ્યાં હતાં. આ વખતે અહીં વધુ વખત ગાળવો એ મને ઠીક લાગતું નહોતું, તેથી હું લલિતને એ પ્રકારની સલાહ આપવાનો વિચાર કરતો હતો, એટલામાં મેં મારી પાછળથી કોઇનું ધીમું હાસ્ય સાંભળ્યું ! મેં પાછું વાળીને જોયું અને હું ચમક્યો: બાપરે ! માયા પોતે બામદેવ અને બે મુંગી દાસીઓની સાથે ત્યાં આવી પહોંચી હતી ! મારો દમ બંધાઈ ગયો અને હું હમણાં બેભાન થઈને પડી જઇશ એમ મને લાગ્યું, કારણકે મને ખાત્રી હતી કે આ બનાવનું પરિણામ જરૂર ભયંકર આવશે અને સૌથી પહેલાં તો હું જ માયાના કોપનું બલિદાન થઈ પડીશ. થામાનાં તો ગાત્રજ માયાને જોઇને ગળી ગયાં. તેણે લલિતને પોતાના બાહુપાશમાંથી છોડીને હાથવડે મ્હોં ઢાંકી દીધું. લલિતને હજી આ બનાવની ગંભીરતાનું પૂરૂં ભાન નહોતું. તે તો માત્ર શરમાયો અને સહેજ ગભરાયો.



# પ્રકરણ ૫ મું.

## અપ્સરાના સૌંદર્યનો વિજય!

થોડી ક્ષણો સુધી ચુપકી ફેલાઇ ગઇ. મારૂં અંતર ફફડી ઉઠયું હતું. માયાએ એ ચુપકી તોડતાં લલિતને અત્યંત મૃદુ સ્વરે કહ્યું: "નહિ, મારા વહાલા અતિથિ! એમાં શરમાવાનું કશું કારણ નથી. ખરેખર, દેખાવ બહુ મજાનો છે: એક સિંહ છે અને બીજો ચિત્તો છે!"

"ઓહ બાપ!" લલિતે ગુજરાતીમાં એ શબ્દો બોલતાં નિઃશ્વાસ મૂકયો.

માયા આગળ બોલી: "અને યામા! તારા માથાપરનાં પેલાં ધોળાં ચકામા ચંદ્રના પ્રકાશમાં મારી નજરે ન પડયાં હોત, તો હું તારી પાસે થઇ ચાલી ગઇ હોત અને તે તું છે તેની મને ખબર પણ ન પડી હોત." અત્યારે ચંદ્રોદય થતો હતો અને તેની આછી પ્રકાશરેખા એ ધોળાં ચકામાંને પ્રકાશિત કરી રહી હતી. "વારૂ, હવે નૃત્યોત્સવ પૂરો થયો છે, મશાલો બળી ગઇ છે અને બધું પૂરૂં થઇ ચૂકયું છે. એટલે યામા! આ પ્રસંગને તેં પ્રેમ પ્રકરણને માટે સાધી લીધો હશે; મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે તું મારી ગુલામડી થઇને મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીશ; હું તો ધારતી હતી કે તું અત્યારે કયાંય દૂર જઇને બેઠી હોઇશ."

યામા બેધડક બોલી: "મારી સાથે એવી કાંઇ રમત રમવાની જરૂર નથી. મને જલ્દી મારી નાંખ એટલે આ બધા પ્રકરણનો અંત આવી જાય."

"ના, ના, એમ શામાટે! પ્રેમભર્યાં ઉનાં ઉનાં ચુંબનમાંથી ઉછળીને મૃત્યુની ઠંડી ગોદમાં એટલી બધી ઉતાવળથી પડવું એ ઠીક

નથી." એમ કહેતાં માયાએ પોતાની મૂંગી દાસીઓને કાંઇ ઇશારત કરી એટલે તેમણે યામાને બેઉ હાથથી પકડી. આ જોઇને ક્રોધવશ થએલો લલિત એકદમ કૂદ્યો અને એક દાસીને ઠોંસો મારીને ભોંયે પાડી દીધી. બીજીને મારવાને તે પોતાનો મુક્કો તૈયાર કરીને ઉભો.

આ જોઈને માયા ફરીથી હસી. "સાબાશ, મારા અતિથિ! ભારે પરાક્રમ કર્યું. માંદગીમાંથી તું બરાબર સાજો થઇ ગયો જણાય છે અને તારાં બાવડાંમાં બળ પણ હવે સારી પેઠે ભરાયું લાગે છે. પણ તું હવે એ બધું જવા દે. હું યામાને કશી હરકત કરવાની નથી. રાત ચાલી જાય છે અને ટાઢ પડવા માંડી છે. હું તેને મારા પોતાનાજ નિવાસસ્થાનમાં રાખીશ. ખરેખર, જેની પ્રત્યે તારી આટલી લાગણી છે તેની પ્રત્યે હું પણ લાગણી રાખીશ, પછી કાંઇ ફીકર છે?"

મેં લલિતનો હાથ પકડીને તેને દૂર ખેંચી લીધો. પેલી ભોંયે પડેલી દાસી ઉઠીને ઉભી થઈ. લલિત ગુસ્સે થયો હતો પણ તે મારી આજ્ઞામાં રહ્યો અને તેણે બીજું કશું તોફાન કર્યું નહિ. પછી અમે ત્યાંથી નીકળીને ગુફા તરફ ગયાં. નાચનારાંઓ અત્યારે બધાં ચાલ્યાં ગયાં હતાં, માત્ર મુડદાંઓની રાખના નાના મોટા ઢગલા જ્યાં ત્યાં પડેલા હતા.

ચાલતા ચાલતા અમે માયાના નિવાસસ્થાનનાં પહોંચી ગયાં. હવે શું થશે તેની ચિંતા મારા અંતઃકરણમાં થયા કરતી હતી.

માયા પોતાની બેઠક ઉપર બેઠી. તેણે જુવાન તથા બામદેવને ત્યાંથી રજા આપી દીધી. દાસ–દાસીઓને પણ ત્યાંથી ચાલ્યા જવા ઇશારત કરીને ફરમાવ્યું; માત્ર એક દાસી કે જે તેની ખાસ માનીતી હતી તેને તેણે ત્યાં રહેવા દીધી. હું, લલિત અને માયા ઉભાં રહ્યાં. યામા અમારાથી જરા દૂર ડાબે પડખે ઉભી હતી.

હવે માયાએ બોલવાનું શરૂ કર્યું: "સાંભળ હરપાળ! ચામા તરફ આંગળી કરીને તે બોલીઃ "આ પાપ કરનારી ગુલામડીને મેં જે આજ્ઞા કરી હતી તે આજ્ઞા તેં તો સાંભળી હતી. તારી પ્રાર્થનાથીજ એ રાંડને મેં જીવવા દીધી હતી. છતાં હમણાં આપણે જોયો તે બનાવ કેવી રીતે બનવા પામ્યો? તું મારી આજ્ઞા જાણતો હતો છતાં તેં પોતે પણ તેમાં ભાગ લીધો તેનું કારણ ? જવાબ આપ, અને હું કહું છું કે તારા પોતાના હિત માટે તું સાચોજ જવાબ આપજે, કારણકે આ બાબતમાં કશી જૂઠી વાત સાંભળવા અત્યારે હું તૈયાર નથી."

મેં જવાબ આપ્યો: "મહારાણી! આમાં મારો કશો અપ-રાધ નથી. આ માત્ર એક અકસ્માતજ હતો. આવું કાંઇ બનશે એવો મને ખ્યાલ પણ નહોતો.

તેણે ઠંડે કલેજે જવાબ આપ્યો: "હું તારી વાત માની લઉં છું, હરપાળ! અને તું છે એટલેજ તારૂં ખરૂં માનું છું; ત્યારે શું આ બનાવનો બધો દોષ માત્ર ચામાનોજ છે?"

લલિત વચ્ચે બોલી ઉઠ્યો: "એમાં કશો દોષજ મને માલૂમ પડતો નથી. તે કોઇ બીજાની પત્ની નથી, આ દેશના રીવાજ મુજબ તે મને પરણી છે, એટલે તેમાં કોઇને કશું નુકસાન થયું નથી. એટલે, મહારાણી! જે કાંઇ તેણે કર્યું છે તે બધું મેંજ કર્યું છે; અને તે માટે જે કાંઇ શિક્ષા કરવામાં આવે તે ભલે મને પણ કરવામાં આવે!" તે આગળ બોલ્યો: "અને હું તને સ્પષ્ટ કહું છું કે જો ફરીથી તારો કોઈ માણસ તેને આંગળી પણ અડકાડશે તો હું તેના ટુકડે ટુકડા કરી નાંખ્યા વિના નહિ રહું!"

માયા શાન્ત રીતે આ બધું સાંભળી રહી અને તે ઉપર કશો

ઉદ્‌ગાર તેણે કાઢ્યો નહિ. જ્યારે લલિત બોલી રહ્યો ત્યારે તેણે ચામાને કહ્યું: " બોલ, ચામા ! તારે હવે કાંઇ કહેવાનું છે? રંડા! મારી આજ્ઞાને ઉલ્લંઘીને તું આ તરફ આવવાની અને પ્રેમનાં ટાળાં કરવાની હિંમત શી રીતે કરી શકી ? બોલ, આ બધું તેં કર્યુંજ શા માટે ?"

મેં કલ્પના પણ કરી નહોતી તેવી અસાધારણ હિંમત આ વખતે મેં ચામામાં જોઇ. તે જાણતી હતી કે આ ભયંકર મહારાણી પોતાને મારી નાંખ્યા વિના રહેવાની નથી; તેણે ઘણા લોકોને મહારાણીની આજ્ઞા ઉલ્લંઘવા માટે મરણ પામેલા જોયા હતા, એની અદ્‌ભુત શક્તિની પણ તેને ખબર હતી, છતાં તે જરા પણ ડર્યા વિના સ્થિર ઊભી રહી અને પોતાના ચીરાઇ જતા અંતઃકરણમાં તેણે પોતાનું બધું બળ એકત્ર કરીને મહારાણીની સામે પડકાર કર્યો. આંખો કાઢીને, ગાલ ફુલાવીને અને છાતી બહાર કાઢીને તે હિંમતથી બોલી: " ઓ મહારાણી ! મેં એ બધું કર્યું કારણકે મારો પ્રેમ મૃત્યુની ઉંડી કબર કરતાંએ વધારે ઉંડો છે; મેં એ બધું કર્યું કારણકે આ પુરૂષ વિનાનું મારૂં જીવન મારે મન કેવળ મરણ તુલ્યજ હતું. તેટલા માટે મેં જીંદગીનું જોખમ વહોર્યું, અને હવે હું જાણું છું કે તારા ક્રોધ આગળ મારી જીંદગી ડુલ થયા વિના રહેવાની નથી; છતાં મેં એ જોખમ વહોર્યું તે માટે મને આનંદ થાય છે —જરાએ પસ્તાવો થતો નથી. હું મારા જીવનનું બલિદાન આપવા તૈયાર છું, કારણકે તેણે મને પોતાના બાહુપાશમાં વીંટી છે અને મને સ્પષ્ટ કહ્યું છે કે હજી પણ તે મને સાચા અંતઃકરણથી ચાહે છે."

આયશા આ સાંભળીને ચમકી ગઈ. તેણે ઉંડો શ્વાસ લીધો અને પછી જોરથી શ્વાસ મૂક્યો.

ચામાનો સ્વર હવે વધુ ખીલ્યો. તે ચઢતા ઝુસ્સાથી બોલીઃ " મારી પાસે કશો જાદૂ નથી, તેમ હું કાંઈ મહારાણી પણ નથી, અને કાંઇ હું અમર રહેવાની શક્તિ ધરાવતી નથી; પણ ઓ મહારાણી ! ગમે તેટલા ઉંડા પાણીમાં સ્ત્રીનું હૃદય ડૂબી જતું નથી અને સ્ત્રીની આંખ તારા બુરખાની હેઠળના તારા અંગને જોઇ શકે તેટલી તીવ્ર હોય છે.

" સાંભળી લેઃ હું જાણું છું કે તું પોતે આ ખૂબસુરત જુવાનને ચાહે છે, એટલે તારા પ્રેમપંથમાં કાંટારૂપ મારા જેવી સ્ત્રીનો નાશ કર્યા વિના તું રહેવાની નથી. હા, હું મરીશ, હું મરવા તૈયાર છું અને હું અંધકારમાં ડૂબીને ક્યાં જઇશ તે હું જાણતી નથી. પણ હું કેટલુંક તો જાણું છું. મારા હૃદયમાં એક જ્વલંત જ્યોત પ્રકાશી રહી છે અને તેના પ્રકાશમાં હું સત્ય વાત જોઇ શકું છું અને જે ભવિષ્યમાં ભાગ લેવાને હું જીવતી રહેવાની નથી તે ભવિષ્ય પણ એક નાટકના દૃશ્યની પેઠે મારી દૃષ્ટિની સામે અત્યારે તરવરી રહેલું છે. " લલિન તરફ આંગળી કરીને તે બોલીઃ " આ મારા ભરથારને મેં જ્યારે સૌથી પહેલાં ઓળખ્યો, ત્યારેજ હું જાણી ચૂકી હતી કે તેના તરફથી મને મૃત્યુ વિના બીજા કશા સૌભાગ્યભૂષણની પ્રાપ્તિ થવાની નથી. મારા અંતઃકરણમાં એ વાત કારમીજ ઉગી આવી, છતાં હું પાછી હઠી નહિ, મારા પ્રેમનું હરકોઇ મૂલ્ય આપવા હું તદ્દન તૈયાર હતી અને હવે જોઇ લે ! મૃત્યુ મારી સામે આંખો કાઢીને ઉભું રહ્યું છે કે નહિ ? હું આ બધું જાણું છું, છતાં અત્યારે મૃત્યુના મુખમાં ઊભી રહીને હું ઉચ્ચારૂં છું કે, ઓ મહારાણી ! તું મને મારી નાંખીશ, તોપણ જે ફળ ચાખવાને આ બધું તું કરી રહી છે તે ફળ તું ચાખી શકવાની નથી જ ! તે

મારોજ છે, અને ભલે તારી સુંદરતા આખી દુનિયામાં અપૂર્વ હોય, ભલે તું એક અપ્સરા હોય, તોપણ તે મારો ને મારોજ સ્વામી રહેવાનો છે, એમાં તલ જેટલો પણ તફાવત પડવાનો નથી. આ જીંદગીમાં તો તે તને પોતાની વ્હાલી પત્ની કરીને તારા ઉપર પ્રેમ કરવાનો નથીજ. તારો પણ વિનાશ હું મારી નજર સામે જોઉં છું." એ શબ્દો બોલતાં યામાની જાણે દિવ્ય દૃષ્ટિ ખીલી હોય અને તે કોઇ યોગમાયાની પેઠે ભવિષ્યવાણી ઉચ્ચારતી હોય તેમ બોલી: "હા, હું જોઉં છું, જોઉં છું, તારો વિનાશ........"

ત્યાં તો એક જુસ્સાભર્યો અને કારમો કોપ દર્શાવનારો શબ્દ ગાજી ઉઠયો! મેં મ્હોં ફેરવીને જોયું. માયા એકદમ ઉભી થઇ ગઇ હતી અને પોતાનો હાથ લાંબો કરીને તે યામાના માથા ઉપર ધરીને ઉભી હતી, જેથી યામા એકદમ ચુપ બની ગઇ હતી. મેં તે દુઃખી દીન સ્ત્રીના મુખ સામે જોયું. એક વાર બામદેવના નિવાસ-સ્થાનવાળી ગુફામાં ભયભીત થઇને યામાએ પોતાના દેશનું એક જંગલી ગીત ગાયું હતું તે વખતે તેના મુખ ઉપર જેવી ભયની રેખાઓ પ્રસરી ગઈ હતી તેવીજ રેખાઓ અત્યારે મેં તેના મુખ ઉપર જોઇ. તેની આંખો વધારે ફાટી, તેનાં નસકોરાં વધુ ફુલવા લાગ્યાં અને તેના ઓઠ થરથરવા લાગ્યા.

માયા કશું બોલી નહિ. તેણે કશો વધુ અવાજ કર્યો નહિ. તે તો પોતાનો હાથ યામાને શિરે ધરી રાખીને થરથર કંપતી ઉભીજ રહી હતી. પોતાના બલિદાન રૂપ યામાની સામે તે એકીદૃષ્ટે તાકી રહી હતી. યામાએ બેઉ હાથથી પોતાનું માથું દાબવા માંડયું, તેના મુખમાંથી હૃદયવેધક ચીસ નીકળી ગઇ, તે બે વાર આમ તેમ ફરી અને પછી તે એકદમ ભોંયે પડી ગઇ. હું અને લલિત તેને પડતી

બચાવવા તેની તરફ ધસ્યા ખરા, પણ તે તો પડીજ. થામા ઠંડીગાર થઇને પડી હતી–તે ખરેખર મરણ પામી હતી. માયાની કોઇ અદ્ભુત વિજળી જેવી શક્તિના પ્રભાવથી કિંવા તેની કોઇ વિલક્ષણ ઇચ્છાશક્તિથી તે બિચારી ફાટી પડી હતી !

આ બધું શું બની ગયું તે ક્ષણભર તો લલિત સમજી શક્યો નહિ. જ્યારે તેને જરા ભાન આવ્યું ત્યારે તેનો ચહેરો ભયાનક બની ગએલો જણાયો. તે એકદમ થામાના મુડદા પાસેથી ઉભો થયો અને મ્હોં ફેરવીને માયાની સામે ધસ્યો. પણ માયા સાવધાન હતી અને લલિતને પોતા તરફ ધસતો જોઇને તેણે ફરીથી પોતાનો હાથ લાંબો કર્યો, એટલે લલિત લથડતો મારી તરફ પાછાં ડગલાં ભરવા લાગ્યો. જો મેં તેને ન પકડી રાખ્યો હોત તો તે જરૂર ભોંયે પછડાયો હોત. પાછળથી તેણે મને કહ્યું હતું કે તેને તેના હૃદયમાં એક કારમો ઝટકો વાગ્યો હતો અને જાણે કે પોતાની બધી શક્તિ હરાઈ ગઈ હોય તેમ તે એકદમ ગભરાઈ ગયો હતો.

પછી માયા બોલી. તેણે લલિતને સંબોધીને કોમળ શબ્દોમાં કહ્યું: " મારા અતિથિ, મેં મારા ન્યાયથી તારા હૃદયને આઘાત કર્યો હોય તો મને માફ કરજે. "

ક્રોધ અને દુઃખથી ઉશ્કેરાઇ ગએલો લલિત ગાજી ઉઠ્યો: " એ દૈત્યા ! શું હું તને માફી આપું ? ઓ ખુની રંડા ! શું તું મારી માફી માંગે છે ? ઇશ્વરના સોગન લઇને હું કહું છું કે મારાથી બને તો હું તને મારી નાંખ્યા વિના રહુંજ નહિ ! "

એકસરખા કોમળ શબ્દોમાં માયાએ જવાબ આપ્યો: " નહિ નહિ, ઓ અતિથિ ! તું હજી સમજતો નથી. તારે માટે હવે બધું જાણવાનો વખત આવી પહોંચ્યો છે. તુંજ મારો પ્રેમિક છે, મારા

કુંબલકુમાર ! મારા સુંદર યુવાન ! મારા મર્દ પ્રિયતમ ! બે હજાર વર્ષથી હું તારીજ રાહ જોઇને અહીં બેસી રહી છું, અને હવે છેવટે તું પાછો મારી પાસે આવ્યો છે, ઓ કુંબલકુમાર !" ચામાના મુડદા તરફ આંગળી કરીને તે બોલી: "આ સ્ત્રી મારી અને તારી વચ્ચેના એક કાંટારૂપ હતી, એટલે મેં એ કાંટાને વિદારી નાંખ્યો છે, તેમાં મેં કશું ખોટું કર્યું નથી, પણ ન્યાયજ કર્યો છે, કુંબલકુમાર !"

લલિત બોલ્યો: "એ બધી ખોટી વાત છે ! મારૂં નામ કુંબલકુમાર નથી; મારૂં નામ લલિતસીંગ છે અને મારા બાપનું નામ વિનયસીંગ્ર હતું. હજારો વર્ષ પહેલાં તો મારો એક દાદો કુંબલકુમાર હતો, એ વાત હું માનું છું ખરો."

"આહા ! તું કહે છે કે-તારો દાદો કુંબલકુમાર હતો, અને તું પોતે કુંબલકુમારનો પુનર્જન્મજ માત્ર છે ! મારા પ્રિયતમ ! તું મારે માટે અહીં પાછો આવ્યો છે !"

"હું કુંબલકુમાર નથીજ અને મારે ને તારે કશા લેવા-દેવા નથી; તારા પ્રિયતમ થવાને બદલે નરકમાં રહેનારી કોઇ ચૂડેલના પ્રિયતમ થવું એ વધારે સારૂં છે, કારણકે તારા કરતાં તે કાંઇક તો વધારે ભલી હશેજ !"

"તું આવું શું બોલે છે, મારા કુંબલકુમાર ? ઘણાં-ઘણાં વર્ષો પૂર્વેની આ વાત છે એટલે તને મારી સ્મૃતિ નહિ રહી હોય. તોપણ કુંબલકુમાર ! હું હજી સારી પેઠે રૂપસુંદર છું."

"ઓ ખૂની ઓરત ! હું તને ધિક્કારૂં છું; તારી સુંદરતા જોવાની મારી ઇચ્છા નથી. તું ગમે તેવી સુંદર હોય, તેમાં મારે શું? બસ, હું કહું છું કે હું તને ધિક્કારની નજરે જોઉં છું !"

" છતાં હું તને કહું છું કે થોડીજ વારમાં તું પોતે મારે પગે પડતો આવશે અને તારે મ્હોંએ તું કહી સંભળાવશે કે તું મને સાચા પ્રેમથી ચાહે છે." માયા લલિતની મશ્કરીમાં મીઠું હાસ્ય કરતી બોલીઃ " આવ, આવ, મારા પ્રિયતમ! અત્યારના વખત જેવો બીજો એકકે વખત નથી. તને ચાહનારી આ મરણ પામેલી ચામાની સમક્ષ, અહીંયાંજ, હું તને એ બાબતની ખાત્રી કરી આપીશ.

" અને કંઅલકુમાર ! હવે તું જોઇ લે મને ! " એમ કહેતાંજ માયાએ પોતાના બારીક સફેદ બુરખાને એકદમ ખંખેરી નાંખ્યો અને તે તેના ખરા સુંદર સ્વરૂપમાં ઉભી રહી! કટિપ્રદેશ અને હૃદય. પ્રદેશને ઢાંકનારાં આછાં વસ્ત્રો સિવાય બીજું કશુ તેણે પહેર્યું નહોતું, આકાશમાંથી તત્કાળમાં ઉતરી આવેલી દિવ્ય સ્વરૂપની કોઇ અપ્સરા હોય તેવુંજ પોતાનું રૂપ વિકસાવતી તે ઉભી રહી. તે એક ડગલું આગળ વધી અને પોતાની તેજદાર આંખોથી લલિતને તાકી રહી. ગુસ્સામા વાળેલી મુઠીઓ તેણે અત્યારે ઉઘાડી નાંખી હતી અને પોતાની ઉગ્ર મુખમુદ્રાને તેણે સુકોમળ બનાવી દીધી હતી. મેં જોયું કે માયાના આકારના ફેરફારથી આશ્ચર્ય પામેલો લલિત હવે તેનું સૌંદર્ય જોઇને અજબ પ્રશંસાની લાગણીમાં ખેંચાતો જતો હતો! માયાની અનુપમ રૂપસુંદરતાએ જેવી રીતે મને તેનો પ્રશંસક અને છેવટે ગુલામ બનાવી દીધો હતો તેવી રીતે લલિત પણ જેમ જેમ તેની તરફ મીટ માંડીને વધુ ને વધુ જોતો હતો તેમ તેમ તે વધુ ને વધુ પરવશ મનવાળો અને મોહમુગ્ધ બનતો જતો હતો ! માયાની અત્યારની મોહિની કાંઇ મારે માટે નહોતી—માત્ર લલિત માટેજ હતી, છતાં હું પણ અત્યારના ઘૃણાજનક પ્રસંગને ભૂલી જઇને તેની મોહિનીમાં ઘેલો બનવા લાગ્યો હતો. આ રૂપસુંદરી મને નહિ અને આ લાગણીથી

લલિતને ચાહે છે એવું જોઇને મારા અંતરમાં ઇર્ષ્યા પણ ઉત્પન્ન થઇ રહી હતી ! જો મારૂં ચાલત તો હું લલિતને હઠાવીને એ આ-માનો પ્રેમિક હું બનત ; તેની સુંદરતાએ મારી બુદ્ધિને એટલી બહેરી બનાવી દીધી હતી કે નીતિ-અનીતિનું ભાન પણ તે વખતે મારામાં રહ્યું નહોતું. પણ-શી ખબર કેવી રીતે-હું મારી વૃત્તિઓને કાબૂમાં રાખી શકયો અને હવે શું બને છે તે જોવા લાગ્યો.

લલિત અજબ થતો શ્વાસ લઇને બોલ્યોઃ " ઓહો ! ત્યારે તું કોઇ દેવતા નથી પણ સ્ત્રી જ છે, એમ ? "

માયા મધુરૂં સ્મિત કરતી અને આંખોને નચાવતી બોલીઃ " ખરેખર હું સ્ત્રીજ છું, તારી પોતાનીજ પ્રિયતમા છું, કુંબલકુમાર ! "

લલિતે તો માયાના સૌંદર્યામૃતનું પાન કર્યાજ કર્યું. તે ડગલે ડગલે તેની નજીક આવતો હતો. એટલામાં તેની દષ્ટિ કારમી ચામાના મુડદા ઉપર પડી. તે ધ્રુજી ગયો અને સ્થિર થઇને ઊભો.

તે બોલ્યોઃ " હું તને કેવી રીતે ચાહી શકું ? તું તો ખૂની છે અને મને ચાહનારી આ ચામાજ હતી. "

પ્રિય વાચક ! જોયું કે ? લલિત ચામાને ચાહતો હતો, એ વાત તે હવે ભૂલવા લાગ્યો હતો !

ધીરી ધીરી વાયુલહરિના જેવા મંદ સ્વરે માયા બોલીઃ " એ પ્રેમ તો માત્ર કલ્પનાજ છે; તેમાં સત્ય કશું નથી. જો મેં તેને મારી નાંખવામાં પાપ કર્યું હોય તો તે પાપ માટે હું જવાબદાર નથી પણ તારી પ્રત્યે તો મારો પ્રેમ જવાબદાર છે; એટલે એ મારા પાપને તારે ભૂલી જવું જોઈએ. " એક વાર ફરીથી તેણે પોતાના બેઉ બાહુ લાંબા કર્યા અને " આવ, મારા પ્રિયતમ ! " એમ બોલી લલિતને પોતા તરફ આકર્ષ્યો; અને થોડી ક્ષણોમાં માયાના સૌંદર્યનો વિજય થઇ ચૂકયો.

તે સમયે મેં જોયું કે લલિતના અંતઃકરણમાં મોહ અને ધિક્કાર વચ્ચે યુદ્ધ જામ્યું હતું. મ્હોં ફેરવીને ત્યાંથી નાસી જવાની વૃત્તિ તેનામાં ઉદ્ભવતી પણ મેં જોઇ હતી; પણ માયાની જાદૂભરી આંખો લલિતને વધારે જોરથી ખેંચી રહી હતી! પોલાદી સાંકળથી બાંધીને લલિતને પાછો ખેંચ્યો હોય તોપણ તેને પાછો ખેંચી શકાય નહિ એટલું જબરદસ્ત આકર્ષણ માયાની આંખોનું તથા તેની પ્રબળ ઇચ્છા શક્તિનું હતું. પોતાની ઉપર પ્રેમ વરસાવનારી અને પોતાને માટે જાન દેનારી શ્યામાના મુડદાની સમીપેજ તે માયાની તરફ આકર્ષાયો! પણ તેમાં તે બિચારાનો શો વાંક? તેને મોહ પાશમાં ઘેરનારી મોહિની આ દુનિયાની રૂપસુંદર સ્ત્રીઓ કરતાં પણ વધારે સુંદર-દેવી સુંદરી-અપ્સરા હતી, મનુષ્ય પ્રાણીને મોહમુગ્ધ કરવાની શક્તિ તેનામાં અપાર હતી અને લલિત જેવો જુવાન તે મોહપાશમાં બંધાય તેમાં શી નવાઇ? વિશ્વામિત્ર જેટલો તો તે તપસ્વી કે યોગી નહોતોજ! અને મેનકા કરતાં જરાએ ઓછી સુંદર માયા નહોતી!

મેં ફરીથી ઉંચું જોયું અને મારી નજરે શું પડ્યું? માયાની દેહલતા લલિતની ભુજાઓમાં ભીડાઇને પડી હતી અને માયાના ઓઠ લલિતના ઓઠનું ચુંબન લઇ રહ્યા હતા! અને એ પ્રમાણે પોતાની પ્રિયતમાના મુડદાની સમક્ષ તેનો જ ઘાત કરનારી સુંદરી ઉપર લલિત પ્રેમવૃષ્ટિ કરી રહ્યો હતો! પોતાનું સ્વમાન વેચીને પોતાના આત્માને વેચીને, મોહવશ થઇ વિકારની આગમાં સળગનારાઓને શું તેમની વૃત્તિઓનાં કડવાં ફળ ચાખવાં પડતાં નથી?

એકાએક માયા લલિતના ભુજપાશમાંથી સરકી ગઇ અને પોતાના વિજયોત્સાહમાં લલિતની હાંસી કરતી તથા શ્યામાના મુડદા

તરફ આંગળી કરતી તે બોલીઃ "અહો! કંબલકુમાર! શું મેં તને નહોતું કહ્યું કે થોડી વારમાં જ તું મારે ઘુંટણે પડતો આવીશ? અને ખરેખર, મેં એવું કહ્યાને કાંઇ બહુ વાર થઈ નથી."

લલિત શરમ અને દુઃખનો માર્યો નીચું જોઇ ગયો. જોકે તે માયાથી જીતાઇ ગયો હતો, તોપણ તેણે કેવું અધમ પગલું ભર્યું હતું તેના ભાન વિનાનો તે બની ગયો નહોતો. તેથી ઉલટું તેજ રાત્રે તેનો પવિત્ર આત્મા પુનઃ જાગૃત થયો અને પોતે જે પતન અનુભવ્યું હતું તેની સામે ઝગડવા લાગ્યો.

માયા ત્રીજી વાર હસી. પછી ઉતાવળે બુરખો પહેરી લઇને તેણે પોતાની મૂંગી દાસીને કાંઇ ઇશારત કરી. એ મૂંગી દાસી પણ અત્યારે કોઇ વાર ન જોયો હોય તેવો દેખાવ જોઇને ચમકી ગઇ હતી. તે ત્યાંથી ગઈ અને તુરત જ પાછી આવી. તેની પાછળ બે મુંગા દાસ હતા. માયાએ તેમને કાંઇ બીજી ઈશારત કરી એટલે બે દાસ અને એક દાસી એ ત્રણે જણાંએ મળીને યામાનું મુડદું ઉપાડયું, અને તેને ઓરડાઓની બહાર લઈ ગયા. મને લાગ્યું કે યામા મૃત અવસ્થામાંએ જાણે પોતાની આંખો ઉઘાડીને અમને જોતી જોતી ગઈ ન હોય! પરન્તુ તે માત્ર આભાસ જ હતો.

મુડદું ગયું અને પુનઃ ઓરડાના પડદા ઢંકાઇ ગયા એટલે માયા બોલીઃ "બસ, મરણ પામેલો ભૂતકાળ પસાર થઈ ગયો!" પછી મેં પૂર્વે જેમ કહ્યું છે તેમ માયાનો સ્વભાવ બદલાયો અને તેણે પોતાનો બુરખો પાછો ખેંચી લીધો અને તે પોતાના સૌંદર્યના વિજયથી ઉન્મત્ત થઈ કાંઈ કાંઇ પ્રેમગીતડાં પોતાના મધુર સ્વરથી ગાવા લાગીઃ

પ્રેમપુષ્પ મનોરમ સુગંધી મીઠું,
જીવનની લતા પરે ઉગેલું દીઠું;
ખીલતાં પુષ્પ ખીલી ઉઠી છે લતા એ,
તેની આશ બધી પુષ્પમાં સમાયે!
પુષ્પહીન જીવન અંધરાત્રિ જેવું,
પ્રાણહીન શરીર શુષ્ક કાષ્ટ જેવું;
પ્રેમહીન આત્મકળિ વિલાઈ જાય!
મનહર રૂપ પુષ્પનું નહીં પમાય!

પછી, લલિત તરફ ફરીને અને પોતાનો હાથ તેના ખભા ઉપર મૂકીને માયા વધારે ખીલેલા સ્વરે ગાવા લાગી:

ઓ મુજ પ્યારા, ઓ અલબેલા, તારી વાટ જોઇ થાકી,
વર્ષો વીત્યાં, યુગ યુગ વીત્યા, દૂર દૂર નજરો નાંખી.
પ્રેમ માહરો જરા ન વિખુરયો, ઉણો થયો નહિ અણુ પણ એ,
મારી તપસ્યાનું ફળ પામી, દૂર થઉં નહિ ક્ષણ પણ રે!
આશા મારી સફળ થઇ છે, થાક બધોય ગયો ઉતરી,
અમર જીંદગીનો કંટાળો, આજ ખરેખર ગઈ વિસરી.
હસતાં રમતાં જીવનમાંહે આગળ ધપીશું આનંદે,
જીવનને ઉલ્લાસે ભરીશું પ્રેમજાપ જપીશું છંદે!

એ ગીતો ગાઈ રહીને માયાએ લલિતને કહ્યું: "મારા કંબલકુમાર! કદાચ તું મારી આ બધી વાત નહિ માનતો હોય, કદાચ તું એમ માનતો હશે કે હું તને આ બધી ઈંદ્રજાળ બતાવું છું, આટલાં બધાં વર્ષ હું જીવી ન હોવા છતાં હું જીવી છું એમ તને ખોટું કહું છું: પણ તું મારી એ વાતોને ખોટી ન માનીશ. તારી એ વિષેની બધી શંકાઓને તું દૂર કરી નાંખ અને તું ન માનીશ કે મારી કાંઇ ભૂલ

થાય છે. કુંઅલકુમાર! હું એક પણ શબ્દ ખોટો બોલતી નથી અને તને ખોટે માર્ગે દોરતી નથી. મારી આંખો ફોડી નાંખીને તું મને આંધળી કરી નાંખ, એ રીતે મને અંધકારમાં ડુબાવી દે, છતાં તારો નહિ ભુલાયલો સ્વર મારા કાનમાં ગણગણ્યા જ કરશે! મારી આંખોની સાથે મારા કાન પણ ભલે બંધ કરી દેવામાં આવે, અને પછી એક હજાર માણસો મારા કપાળને આંગળી અડાડી જાય, તો-પણ એ હજારમાંના તને હું તુરત ઓળખી લઇશ! મારી એકેકે એક ઇંદ્રિયની શક્તિને ભલે હરી લેવામાં આવે; મને આંધળી, બહેરી, મૂંગી, ગંધશક્તિ વિનાની અને સ્પર્શશક્તિ વિનાની બનાવવામાં આવે, તોપણ મારો આત્મા મારા દેહમાં કકળી ઉઠશે અને બોલશેઃ 'કુંઅલકુમાર! જોઇ લે, મારી પરીક્ષા કરી લે, તું અંધકાર ધારે છે ત્યાં અંધકાર નથી પણ પ્રભાતમાં ઉગતા શુક્તારાનું મધુરૂં તેજ રેલાઇ રહેલું છે.' "

માયા થોડી વાર મૌન બેસી રહી અને પછી બોલવા લાગીઃ "રહે, આ બધી સત્ય વાતની વિરૂદ્ધ હજી પણ તારૂં દિલ સંશય-ગ્રસ્ત રહેતું હોય અને તને તે માટે કાંઈ પ્રત્યક્ષ પુરાવો જોઈતો હોય તો અત્યારે ને અત્યારેજ હું તેવો પુરાવો તને બતાવવા અને હર-પાળ તને પણ તે બતાવવા હું તૈયાર છું! એક એક મશાલ તમે ઉપાડી લ્યો અને હું જ્યાં તમને લઇ જઉં ત્યાં મારી પાછળ પાછળ આવો!"

વિચાર કરવાને માટે જરા પણ થોભ્યા વિના અમે હાથમાં મશાલો પકડી અને માયાની પાછળ પાછળ ચાલ્યા. એ ઓરડાના એક ખુણામાં જઇને માયાએ એક પડદો ઉચો કર્યો એટલે એક પથરની સીઢી દેખાઈ. આ સીઢીનાં પગથીયાં ઉતરતાં અમે જોયું કે

તે પગથીયાં વચ્ચમાંથી સારી પેઠે ઘસાઈ ગયાં હતાં: એટલાં બધાં ઘસાઈ ગએલાં હતાં કે દરેક પગથીઉં જે પહેલાં સાડા સાત ઇંચનું જાડું હતું તે અત્યારે સાડા ત્રણ ઇંચ જેટલુંજ વચ્ચોવચ્ચ જાડું હતું ! ગુફાઓની બીજી સીઢીઓ મેં પુષ્કળ જોઈ હતી પણ કોઇ સીઢીનાં પગથીયાં આટલાં બધાં ઘસાઇ ગએલાં નહોતાં, કારણકે ત્યાં કાંઇ હમેશની આવજા નહોતી. આ કારણથી માત્ર આ સીઢીનાં પગથીયાંનો ઘસારો મને બહુ નવાઇભરેલો લાગ્યો અને ઉતાવળ ઉતાવળમાં એ મારા મનમાં તે એક મહત્ત્વના પ્રશ્નરૂપ બની ગયો.

સીઢી ઉતરી જતાં હું જરા થોભ્યો અને ઘસાઇ ગએલાં પગથીયાં તરફ મેં જોયું. માયાએ મને એ પગથીયાં તરફ દૃષ્ટિ કરી રહેલો જોયો. તેણે પૂછ્યું : " હરપાળ ! તને શું અચરજ થાય છે કે કયા પગના ઘસારાથી આ પત્થરનાં પગથીયાં આટલાં બધાં ઘસાઇ ગયાં હશે ? મારા પોતાનાજ સુકોમળ પગથી તે એટલાં બધાં ઘસાયાં છે, હોં ! બે હજાર વર્ષ સુધી આ સીઢી પરની રોજની આવજાથી મારા પગનાં તળીયાંએ તે પગથીયાંને ઘસી નાંખ્યાં છે! તે પહેલાં એ સીઢી તદ્દન નવી હતી અને પગથીયાં એકસરખાં સપાટ હતાં. "

મેં કશો જવાબ આપ્યો નહિ, પરન્તુ માયાની વાત મારા ધ્યાનમાં બરાબર ઉતરી નહિ. મેં મારા મનને પ્રશ્ન પૂછયો: આટલાં બધાં પગથીયાં ઘસાઇ ગયાં છે તો તે માટે માયાના સુકોમળ પગને તેની ઉપરથી કેટલી લાખ વાર કે કેટલી કરોડ વાર પસાર થવું પડયું હશે ?

એ પગથીયાં આગળથી એક સાંકડી ચાલી શરૂ થતી હતી. એ ચાલીમાં જરા આગળ વધતાં એક બારણું આવ્યું તેની ઉપર

એક પડદો લટકી રહેલો હતો. તે ઉપર દૃષ્ટિપાત કરતાંજ મારા ધ્યાનમાં આવી ગયું કે પેલી ભયંકર રાત્રિમાં આયાને મેં અગ્નિ-જ્વાળાની સાથે સાથે નેપાળી રાજકુમારીને શાપો દેતી સાંભળી તથા જોઇ હતી તે આ જ ઓરડામાં. પડદામાંની કારીગરી મેં ઓળખી લીધી અને તે સાથેજ તે ભયંકર રાત્રિનું દૃશ્ય મારી આંખો સમીપે તરવરીને ધ્રુજાવવા લાગ્યું. આયા એ ઓરડામાં દાખલ થઇ અને અમે તેની પાછળ પાછળ દાખલ થયા. મને આનંદ થતો હતો કે છેવટે આ સ્થળનો ભેદ મારા સમજવામાં આવશે, જોકે એ ભેદની ભયંકરતામાં ડોકીયું કરતાં મને કંપારી વછૂટતી હતી!

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### કંબલકુમારનું દર્શન.

લલિતના હાથમાંથી મશાલ લઇને તેને ઉંચી ધરી રાખતાં આયા બોલીઃ " જોઇ લ્યો આ સ્થાન ! અહીં બે હજાર વર્ષ સુધી રોજ રાત્રે હું સૂતી છું અને ઉંઘને માટે તરફડીયાં મારતાં મેં રાત્રીઓ ગુજારી છે ! " મશાલનું અજવાળું ભોંયતળીયે આવેલા એક ખાડામાં પડતું હતું. એ જ ખાડામાંથી પેલી રાત્રિએ આગની જ્વાળા ઉઠતી હતી અને પાછી સમાઇ જતી હતી. અત્યારે તેમાં આગ બળતી નહોતી. એક પત્થરના લાંબા બાજઠ ઉપર સફેદ કપડામાં વીંટળાયલો કાંઇ લાંબો આકાર પડેલો હતો. તેની સામે એવોજ એક બીજો પત્થરનો બાજઠ હતો. એ બાજઠ ઉપર હાથ મૂકીને આયા બોલીઃ " આ પત્થર ઉપર મેં બધી રાત્રીઓ માત્ર એક કપડું ઓઢીને સૂતાં સૂતાંજ ગાળી છે. " સામેના બાજઠ પરની

લાંબી સફેદ આકૃતિ તરફ આંગળી કરીને તે બોલી: "મારા પ્રિય-તમ અહીં આમ મૃતાવસ્થામાં પડયા, તે વખતે હું સુંવાળી શય્યામાં નિદ્રા લઉં એ મને લાજમ નહોતું અને મને ગમતું પણ નહોતું. અહીં સૂતાં સૂતાં મેં સૂની રાત્રિઓ ગાળી છે, અને બે હજાર વર્ષ સુધી અહીં આવવાના અને અહીંથી જવાના ઘસારાથી પત્થરની સીઢીનાં પગથીયાં ઘસાઇ ગયાં ત્યાંસુધી હું, ઓ કંબલકુમાર ! તારી પ્રત્યે એકનિષ્ઠ રહી છું. તારી દીર્ઘ નિદ્રાના કાળમાં પણ હું તને ભૂલીને એકલી સૂતી નથી ! અને હવે, મારા પ્રિયતમ ! તું એક અદ્‌ભુત વસ્તુ જોઈશ ! તું તારી પોતાની જાતનેજ મરણ પામેલી–મુડદાના સ્વરૂપમાં જોઇશ ! તારા આગલા અવતારના મુડદાને મે આટલાં વરસ કેવા વહાલથી જાળવી રાખ્યું છે તે જોઇને તું હેરત પામીશ ! બોલ, હવે તું તે જોવાને તૈયાર છે ને ?"

અમે કશો જવાબ આપ્યો નહિ, પરન્તુ ભયચકિત દૃષ્ટિથી અમે એક બીજાની સામે જોતા જ ઊભા. આ દેખાવ ભયાનક અને ગંભીર દેખાતો હતો. આયા બે ડગલાં આગળ વધી અને મુડદાને ઓઢાડેલા કપડાનો એક છેડો તેણે હાથમાં પકડયો. પછી એક વાર ફરીથી તે બોલી:

"તમે જરાએ બ્હીશો નહિ. જોકે આ વસ્તુ તમને અત્યંત આશ્ચર્યકારક લાગશે; તોપણ એ વાત તો ખરીજ છે કે આપણે જે બધાં અત્યારે જીવીએ છીએ તે બધાં પૂર્વે પણ જીવી ગયાં છીએ. આપણા શરીરનો ઘાટ, આકૃતિ અને દેખાવ પણ કાંઇ તદ્દન નવાં નથી, તેનુંએ પુનરાવર્તન થયા કરે છે. માત્ર આપણને એ કશું સાંભરતું નથી, આપણી યાદદાસ્ત મર્યાદિત હોય છે અને તેથી વર્તમાન અવતારમાં આપણે ભૂતકાળના અવતારોનું કશું જ્ઞાન ધરા-

વતાં નથી. પરન્તુ મારી કળાકુશળતાથી અને કામરૂ દેશની પ્રાચીન પ્રજાની વિદ્યાકળાનું જે જ્ઞાન મેં મેળવ્યું છે તેથી મેં તને–ઓ કંબલકુમાર–ધૂળમાં ધૂળ બનીને મળી જતો અટકાવ્યો છે, મેં તારા મૃતદેહનું રક્ષણ કર્યું છે અને તારા વદનમંડળમાંથી નીતરતા સૌંદર્યનું પાન કરવા મારી આંખો ભાગ્યશાળી બને તેટલા માટે મેં તને અહીં જાળવી રાખ્યો છે. એ મૃતદેહના સૌંદર્યની ઝાંખીથી જ જીવન મેળવીને હું આજસુધી જીવી છું, મારા પ્રિયતમ !

"હવે મૂએલા અને જીવતાનો ભેટો ભલે થાય ! કાળના મહાસાગરમાં તેઓ જૂદા નથી પણ એકજ છે. જોકે મૃત્યુની ચિર સમયની નિદ્રાથી આપણા મગજની માંસપેશીઓનાં ચોસલાં બદલાયાં છે, તોપણ એક વ્યક્તિના વ્યક્તિત્વનેજ બદલી નાંખવાની કાળને પણ સત્તા નથી. જો એવી નિદ્રા આપણને ન મળી હોત તો જીવનનાં શોક અને દુઃખના મોટા અંબાર આપણા મગજમાં થયા હોત અને જીવન અકારૂં થઇ પડયું હતું; મૃત્યુરૂપી નિદ્રાનીજ એ કૃપા છે કે એક અવતારનાં શોક–દુઃખને આપણે વિસરી શકીએ છીએ અને આપણે નવેસરથી નવા મગજથી આપણા જીવન નાટકને પુનઃ પુનઃ શરૂ કરીએ છીએ. જો તેવું ન થતું હોત તો આપણે શું નિરાશા તથા દુઃખથી ગાંડા બની ન જાત ? આપણાં મગજ શું ફાટી ન ગયાં હોત ?

"માટે ઓ કંબલકુમાર ! તું બ્હીશ નહિ ! તું હવે તારા પોતાના જ એક પૂર્વાવતારના મૃત દેહને જોશે કે જે મૃતદેહ પણ આજથી બે હજાર વર્ષ પહેલાં તારી પેઠેજ જીવતો જાગતો હતો. હું તો માત્ર કાળના ઇતિહાસનું એક પાનુંજ ઉથલાવું છું અને એ પાના ઉપર શું લખેલું છે તે તને બતાવું છું. હવે જોઇ લે !"

એમ કહેતાં જ એક આંચકો મારીને માયાએ એ મુડદાપર ઢાંકેલું વસ્ત્ર ખેંચી લીધું અને મશાલ એવી રીતે પકડી રાખી કે જેથી તેનું અજવાળું બરાબર એ મુડદાના મુખ ઉપર પડે. હું તો તે જોઇને ભયનો માર્યો પાછો હઠી ગયો. માયાની વાતો અમારા મગજમાં સમાતી નહોતી, તેનું તત્ત્વજ્ઞાન અમે સમજી શકતા નહોતા, તે કહેતી હતી તે ખરૂં હોવાની છેલ્લે સુધી અમને શંકા જ હતીઃ પરન્તુ હવે એ શંકા ઉડી ગઈ! અમે કલ્પેલું પણ નહિ એવું સત્ય અમારી ચર્મચક્ષુઓથી અમે જોયું! એ પત્થરના બાજઠ પર સફેદ કપડાં સાથે સંપૂર્ણ રીતે જળવાઈ રહેલું લલિતનું જ મુડદું હતું એવું મેં જોયું! હું તો જીવતા લલિત ઉપર અને મૂએલા પડેલા લલિત ઉપર પુનઃ પુનઃ દૃષ્ટિ ફેરવવા લાગ્યો અને એ બેઉ મુખ-મુદ્રામાં જરા પણ ફેરફાર જોવામાં આવ્યો નહિ! સહજ ફેરફાર માત્ર હતો અને તે એટલો જ કે મૃતદેહ અત્યારની લલિતની વય કરતાં થોડી વધારે વયનો હતો. વદન ઉપરનાં આંખ–નાક–કાન–મુખ ઇત્યાદિ જ નહિ પણ એકકે એક રેષા પણ સરખીજ હતી. લલિતના વાળની સુંદરતાનું જ પ્રતિબિંબ એ મુડદાના વાળની સુંદરતામાં પડેલું હતું. થોડા દિવસ ઉપર જ્યારે લલિત માંદો હતો અને માંદગીને અંતે તે લાંબી નિદ્રામાં પડ્યો હતો, તે વખતે જેવું તેનું મ્હોં દેખાતું હતું તેના જ જેવું મ્હોં અત્યારે આ અચળ નિદ્રામાં પડેલા મૃતદેહનું દેખાતું હતું. ટુંકમાં કહીએ તો આ જીવતા અને મુએલાના જેવું જોડું મેં મારા જીવનમાં કોઇ વાર કોઇ સ્થળે જોયું નહોતું.

આ દેખાવ જોઇને લલિતના મન ઉપર શી અસર થઈ તે જોવાને મેં તેની સામે નજર ફેરવી. મેં જોયું કે લલિત આ જોઇને મંત્રમુગ્ધ બની ગયો હતો. તે બે ત્રણ મિનિટ ચુપચુપ જોતો જ ઉભો

રહ્યો અને જ્યારે તે બોલ્યો ત્યારે તેના મુખમાંથી માત્ર એટલો જ ઉદ્‌ગાર નીકળ્યો કે–" એને હવે ઢાંકી દે, અને જલ્દી મને અહીંથી દૂર લઈ જા."

" નહિ, જરા થોભ! કંબલકુમાર!" માયા બોલી: " હું તને કાંઇક વધુ બતાવવા માંગું છું. તારો મેં જે કાંઇ અપરાધ કર્યો છે તે તારાથી છૂપો રાખવાનો મારો ઇરાદો નથી. હરપાળ! તું પોતે જ આ મરણ પામેલા કંબલકુમારની છાતી ઉપરથી કપડું ખસેડી નાંખ, કારણકે મારા પ્રિયતમને એ કપડું ખસેડતાં કદાચ ભય લાગશે."

માયાની સૂચના પ્રમાણે ધ્રૂજતે હાથે મેં કપડું ખસેડયું. છાતી ખુલ્લી થઇ, અને બરાબર કાળજામાં એકાદ ભાલાથી કે કટારથી કરવામાં આવેલો જખમ નજરે પડયો.

માયા બોલી: " કંબલકુમાર! તેં જોયું? હવે તું જાણી લેજે કે તને મારી નાંખનારી હું પોતે જ હતી. મેં જ તારૂં જીવન લૂંટીને તને મૃત્યુ આપ્યું હતું. મેં તને માત્ર પેલી નેપાળી રાજકુમારીના કારણથી જ મારી નાંખ્યો હતો. તું એ નેપાળી રાજકુમારી ઉપર પ્રેમ ધરાવતો હતો, પોતાની મોહકતાથી તેણે તારૂં હૃદય જીતી લીધું હતું, અને તે મારા કરતાં વધારે બળવાન હતી એટલે હું તેને મારી શકી નહિ. મેં ક્રોધથી અને ઉતાવળાપણાથી તને મારી નાંખ્યો હતો અને આ બધા યુગો હૂં માત્ર તારી પાછળ વિલાપ કરતી જ બેઠી છું, તારા આગમનની રાહ જોઇ રહી છું. છેવટે તું મારી પાસે આવ્યો છે અને મારી તથા તારી વચ્ચે કોઈ આવી શકે તેમ નથી. પહેલાં મેં તારૂં જીવન લૂંટીને તને મૃત્યુ આપ્યું હતું, પણ આ વખતે હું તને કેવળ જીવન જ આપીશ. અમરજીવન હું તને નહિ આપું, કારણકે અમરજીવન આપવા કોઇ પણ શક્તિમાન નથી, પરંતુ હું તને એવું જીવન

આપીશ કે જેથી તું હજારો વર્ષો જુવાનીમાં જીવી શકે અને ધન, સત્તા, વૈભવ, અને દુનિયામાંનું જે કાંઈ સારૂં હોય તથા સુંદર હોય તે બધું હું તને આપીશ. એથી તને એટલું સુખ મળશે કે જેટલું સુખ ભૂતકાળમાં કોઇએ ભોગવ્યું નથી અને ભવિષ્યકાળમાં કોઇ ભોગવી શકશે નહિ. હવે એક બીજી વાત કહેવાની છે. તારે હવે તારા નવા જન્મના દિવસને માટે તૈયાર થઇ રહેવાનું છે. તું જુએ છે કે આ મૃતદેહ એક વાર તારો પોતાનોજ દેહ હતો. બે હજાર વર્ષ સુધી તે મારા સાથી રૂપે અને મારા માનસિક આનંદના સાધન રૂપે મારી પાસે રહ્યો છે. હવે મને તેની જરૂર નથી કારણકે એ મૃતદેહને બદલે તેનું જીવતું જાગતું સ્વરૂપ મારી પાસે આવ્યું છે. એ મૃતદેહ અત્યારે ભૂતકાળનાં દુઃખદ સ્મરણોને તાજાં કરે છે, એટલે હવે તે ભલે ધૂળમાં ધૂળ રૂપેજ ભળી જાય." એમ કહીને આયા પેલા પત્થરના બાજઠ તરફ ગઇ કે જે બાજઠ પર તે રોજ રાત્રે આવીને સૂતી હતી. એ બાજઠના એક ખૂણાપર એક માટીનો બનાવેલો ઘડો પડ્યો હતો જેના મુખ ઉપર ચામડું બાંધેલું હતું. તેણે એ ચામડું છોડી નાંખ્યું એટલે ઘડાનું મુખ ખુલ્લું થયું. પછી કંબલકુમારના મૃત દેહના કપાળ ઉપર ચુંબન કરીને તેણે પેલા ઘડામાંનો કાંઇ પ્રવાહી પદાર્થ એ મૃતદેહ ઉપર છાંટ્યો. એ પદાર્થ મુડદા ઉપર છાંટતી વેળાએ તેણે બહુજ સાવચેતી રાખી હતી કે તેનો એક પણ છાંટો તેના પોતાના શરીર પર કે અમારા શરીર પર પડે નહિ. છેવટે તેણે એ ઘડામાંનો થોડો બાકી રહેલો પદાર્થ એ મુડદાના મસ્તક પર તથા છાતી પર છાંટીને ઘડો ખાલી કરી નાંખ્યો. તુરતજ મુડદામાંથી ધુમાડાના ગોટેગોટ નીકળવા લાગ્યા અને આખો ઓરડો ધુમાડાથી ભરાઈ

એ ધુમાડાના ગોટથી અમે આસપાસનું કશું દરથ જોઇ શકતા

'ર હું કે એ પ્રવાહી પદાર્થ કોઇ સખત તેજાબના જેવીજ

બનાવટ હશે. મુડદામાંથી કડકડાટ કરતો અવાજ વારંવાર આવવા લાગ્યો અને બધો ધુમાડો ચાલ્યો ગયો તે પહેલાં થોડી વારે એ અવાજ બંધ થયો. છેવટે બધો ધુમાડો સાફ થઇ ગયો અને મુડદાની ફરતો માત્ર ધુમાડાનો એક નાનો સરખો ગોટ જ રહ્યો. બે-ત્રણ મિનિટમાં તો એ ગોટ પણ અદૃશ્ય થઈ ગયો અને જે પત્થરના બાજઠ પર બે હજાર વર્ષથી કંબલકુમારનું મુડદું પડયું હતું ત્યાં માત્ર થોડી સફેદ ખાકજ પડી રહેલી જોવામાં આવી! પેલા તેજાબે કંબલકુમારના મૃત દેહનો તદ્દન નાશ કર્યો હતો એટલુંજ નહિ પણ એ બાજઠના પત્થર પર પણ તેથી અસર થઇ હતી અને કેટલેક સ્થળે નાના સરખા ખાડા પડી ગયા હતા! આયાએ પેલી રાખની એક મુઠી ભરી અને તેને હવામાં ઉડાડી મૂકતાં કહ્યું: "ખાકમાં ખાક મળો, માટીમાં માટી મળો, ભૂતકાળમાં ભૂતકાળ સમાઇ જાઓ, મૂએલાંમાં મૂએલાં ભુલાઈ જાઓ! કંબલકુમાર મરણ પામ્યો છે છે અને ફરી જન્મ પામ્યો છે!"

રાખ અમારી આસપાસ ઉડી રહી અને પછી ભોંયે પડી. એ રાખનાં રજકણોને ઉડતાં અને પડતાં અમે ગંભીરતાથી જોઇ રહ્યાં.

આયા બોલી: "હવે તમે જાઓ અને જો બને તો થોડું ઉંઘી લ્યો. મારે ઘણી બાબતોની તપાસ કરવાની છે અને ઘણી બાબતોનો વિચાર કરવાનો છે, કારણકે આવતી કાલે આપણે બધાંને અહીંથી જવાનું છે અને જે રસ્તે આપણે જવાનાં છીએ તે રસ્તે ગયાને તથા જોયાને મને બહુ વર્ષો થઈ ગયાં છે."

તેની આજ્ઞાને માન્ય કરીને અમે તેને ત્યાંજ છોડીને ચાલતા થયા. અમે અમારી ઓરડા તરફ જતા હતા, ત્યારે અમે જુવાનના

ઓરડામાં જરા ડોકીઉં કર્યું. જંગલી લોકોના નાચ વખતે અમે ચામાને જઇને મળ્યા તે પહેલાંજ જુવાન ત્યાંથી ચાલ્યો ગયો હતો, કારણકે તેમનો એ નાચ અને મુડદાંની મશાલોના ભડકા એ બધું જોઇને તેને કાંઇ-કાંઇ થઇ જતું હતું. જુવાન પોતાના ઓરડામાં ચત્તોપાટ પડીને ઘસઘસાટ ઉંઘતો હતો. મને સંતોષ થયો કે બિચારા નબળા મનના ચાકરને નસીબે જે વધુ ભયંકર દેખાવો અમે જોયા હતા તે જોવાનું લખાયલું નહોતું. પછી અમે અમારા પોતાના ઓરડામાં ગયા. લલિતે જ્યારથી પોતાનાજ પૂર્વાવતારનું મુડદું જોયું ત્યારથી તે ડઘાઇ ગયા જેવો થઇ ગયો હતો, તે ઓરડામાં આવ્યા પછી અત્યંત ગમગીન બની ગયો. હવે તેની સમીપે પેલી ભયંકર અપ્સરા નહોતી એટલે તેણે જોએલા ભયંકર દેખાવો અને તેની પ્રિયતમા ચામાના મરણનું સ્મરણ તેને અત્યંત તીવ્ર દુઃખના ડંશ દેવા લાગ્યું. તેની એ યાતના જોઇને મને પણ કાંઇ-કાંઇ થઇ જતું હતું. તે પોતાની જાતને દુર્ભાગી માનવા લાગ્યો, પેલી આરસની તખતી પરનું લખાણ જે ઘડીએ પોતાની નજરે પડયું તે ઘડીને પણ તે શાપ દેવા લાગ્યો અને પોતાની મનોદુર્બળતાને પણ તે શાપ આપવા લાગ્યો. માયાને શાપ દેવાની હિંમત તે ધરી શકયો નહિ- જે સ્રીની ભેદભરેલી શકિત હરેક પળે અમારી ચોકી કરી રહી હતી તેને શાપ દેવાની કે તેનું બૂરૂં બોલવાની હિંમત કોણ ભીડી શકે?

શોક અને દુઃખના ઊભરામાં લલિત મારા ખભા ઉપર માથું ટેકવીને બોલ્યોઃ " કહો, ઓ કાકાશ્રી! હવે હું શું કરૂં? મેં તે બિચારીને મરવા દીધી, હું તેને બચાવવાને કશું કરી શકયો નહિ, મારી નજર આગળજ તેનું ખૂન થયું, અને પાંચ મિનિટમાં તો તેની ખૂની સ્રીને તેનું મુડદું ઓળંગીને હું ચુંબન કરવા દોડયો! ધિક્કાર

છે મને–મારા જેવા પતિત પશુને! હું એ મોહના પાશની સામે થઈ શકયો નહિ! કેવી ભયંકર જાદુગરણી! પણ કાકાશ્રી! હું તેના પાશમાં –તેની જાદુઈ શક્તિમાં પૂરેપૂરો સપડાઇ ગયો છું કે હું ભૂલ કરૂં છું– પરંતુ કાલે પાછો હું એવું ને એવુંજ કરવાનો અને તેના બાહુપાશમાં ઘેરાઇને ભૂલ કરવાનો! જો ફરીથી એ સુંદરી મારી દૃષ્ટિએ કદાપિ ન પડે તો હું મને પૂરો ભાગ્યશાળી માનું અને પછી આ આખા જીવનમાં હું બીજી કોઈ સ્ત્રી વિષે કદાપિ વિચારજ નહિ કરૂં. પણ હું શું કરૂં? લોહચુંબકથી ખેંચાઇને એક નાનીશી સોય તેને જઈ મળે તેવી મારા મનની સ્થિતિ છે; હું અહીંથી ચાલ્યો જવા ઇચ્છું તોપણ હું ચાલ્યો જઈ શકું નહિ એવો હું નિર્બળ મનનો બની ગયો છું. હું તેને છોડી શકતો નથી, મારા પગ મને ઉચકી જતા નથી, પણ મારૂં મગજ હજી સાફ છે અને મારા અંતરમાં તો હું તેને ધિક્કારૂંજ છું. અહાહા! આ બધું કેવું ભયંકર છે? પેલું–પેલું –મુડદું! મારે તે ઉપરથી શું સમજવું? તે હું પોતેજ હતો! કાકા! ઓ કાકા! હું તેનો વેચાઈ ગએલો ગુલામ બન્યો છું અને તે કામરૂદેશની કામણગારી કામિની મારો જીવ લીધા વિના રહેવાની નથી!"

પછી અત્યારે પહેલીજ વાર મેં તેને કહ્યું કે–"ભાઇ! મારા મનની સ્થિતિ પણ કાંઇ તારા કરતાં વધારે સારી નથી. હું પણ એ સુંદરીના મોહપાશમાં બંધાએલો નબળા મનનો જીવડો છું!" લલિતનો એ સુંદરી ઉપર મોહ હતો, છતાં મારે કહેવું જોઇએ કે તેણે મારી તરફ દિલસોજી બતાવી. આ વખત એવી સુંદરી પાછળના મોહને લીધે એક બીજાની ઇર્ષા કરવાનો નહોતો તે તે સમજી ગયો. મેં તેને સૂચના કરી કે આપણે અહીંથી નાસી જઇએ, પરન્તુ તુરતજ અમે તે વિચાર માંડી વાળ્યો કારણકે નાસી જવામાં અમે સફળ થઇએ એમ અમને લાગ્યું નહિ; જો ખરી વાત કહું તો અમે

માયાને છોડીને ચાલ્યા જવા તૈયાર થઇએ એમ પણ નહોતું કારણકે અમે સમજદાર હોવા છતાં મોહથી અંધ થએલા હતા! કોઇ આવીને અમને કહે કે, ચાલો હું તમને આ પ્રદેશમાંથી સહીસલામત રીતે જૂનાગઢ પહોંચતા કરૂં, તોપણ અમે જવાને તૈયાર ન થઇએ એટલી પરવશતા અમારા મનની થઈ ચૂકી હતી! જો એક પતંગીયું દીવાના મોહપાશમાંથી મુકત થાય તો અમે માયાના મોહપાશમાંથી મુકત થઇએ એવી અમારા મનની સ્થિતિ હતી. જેવા પરવશ અફીણીયા અને દારૂડીયા હોય છે, તેઓ અફીણ અને દારૂની લતની ખરાબી સમજે છે છતાં તેમાંથી મુકત થઇ શકતા નથી, તેવા પરવશ અમે માયાની સુંદરતાના કેફથી બની ગએલા હતા; એટલે આ ભયંકર આનંદના ઓઘ છોડી જવાને અમે તૈયાર થઇએ તેમ નહોતું!

એક વાર આ કામરૂ દેશની મહારાણીને તેના ખુલ્લા સ્વરૂપમાં જોઈ હોય, તેના સંગીતમય મધુર સ્વરનું શ્રવણ કર્યું હોય, તેના અથાગ જ્ઞાનથી ભરેલા શબ્દો સાંભળ્યા હોય, ત્યારપછી કયો પુરૂષ આનંદના મહાસાગરના બદલામાં પણ એ સુંદરીના સહવાસના આનંદને ઇચ્છાપૂર્વક છોડી દેવાને તૈયાર થાય? મારી વાત તો હું બાજુએ મૂકી દઉં છું, પરન્તુ લલિત જેવો જુવાન પુરૂષ તેને છોડવાને કેવી રીતે તૈયાર થાય? અને વળી આ અસાધારણ સુંદરીએ લલિત પ્રત્યે જે અપૂર્વ ભક્તિભાવ દાખવ્યો હતો, અને બે હજાર વર્ષ સુધી લલિતના વિયોગમાં તે ઝૂરી રહી હતી તેની તેણે જે સાબીતીઓ આપી હતી, તે ઉપરથી તો લલિત તેને છોડવા ઇચ્છેજ શાનો?

એ સુંદરી એક પાપી સ્ત્રી હતી એ વાત નિઃશંક હતી; તેના માર્ગમાં કંટકરૂપ થઇ પડેલી યામાનું તેણે ખૂન કર્યું હતું તે વાત પણ સંશયરહિત હતી; છતાં તે લલિત પ્રત્યે એકનિષ્ઠ રહી હતી

તેની ના કહી શકાય તેમ નહોતું. સ્વાભાવિક રીતેજ પુરૂષ સ્ત્રીના અપરાધો તરફ બહુ ગંભીર નજરે જોતો નથી, અને ખાસ કરીને જો સ્ત્રી સુંદર હોય અને તેણે કરેલા અપરાધો તે પુરૂષ પ્રત્યેના પોતાના પ્રેમની ખાતર કરેલા હોય તો તે તેવા અપરાધોને ક્ષમ્યજ ગણી લે છે!

વળી લલિતના હાથમાં અત્યારે જે તક આવી હતી, તેવી તક પૂર્વે કોઇ પણ પુરૂષને મળી નહોતી, અને એવી તકનો લાભ લેવાને લલચાયા વિના લલિત કેમ રહે? આ ભયંકર સુંદરીની સાથે પ્રેમની ગાંઠ વાળવાથી લલિત એક ભેદી અને દુષ્ટ સ્વભાવની સ્ત્રીના પાશમાં પડતો હતો એ વાત ખરી, છતાં કોઇ બીજી સ્ત્રી સાથેના સાધારણ પ્રકારના લગ્નથી પણ જો એ સ્ત્રી દુષ્ટ સ્વભાવની હોય તો તેની દુષ્ટતાના પાશમાં પડવાનો સંભવ રહે છે જ. વિશેષમાં માયાને દુષ્ટ સ્વભાવની કહી શકાય કે કેમ એ પણ એક પ્રશ્ન છે. માયાએ યામાને મારી નાંખી હતી ખરી, પરન્તુ આપણે પણ જો માયાના જેટલીજ શક્તિ ધરાવતા હોઇએ અને આપણા પ્રેમમાં યામા જેવો કોઇ કંટક ઉપસ્થિત થાય, તો શું આપણે માયાની પેઠે વર્ત્યા વિના રહીએ ખરા? વળી માયાએ યામાને મારી નાંખી તેમાં તેની આજ્ઞાનો ભંગ એ પણ એક કારણ હતું. રાજાની આજ્ઞાનો ભંગ કરવામાં આવે તો તેને તે પોતાનો અશસ્ત્ર વધ કર્યા બરાબર લાગે છે, અને તેથી ઉશ્કેરાએલો રાજા આજ્ઞાભંગ કરનારનો સશસ્ત્ર વધ કરવા તૈયાર થઇ જાય છે. માયાએ તેવું જ કર્યું હતું. જેમ જેમ આપણે ઘરડા થતા જઇએ છીએ તેમ તેમ આપણે વધારે સખ્ત સ્વભાવના થતા જઇએ છીએ. ઘરડા પુરૂષોની સ્થિતિચુસ્તતા એ સખ્ત સ્વભાવના પરિણામ રૂપ હોય છે. આપણા મનુષ્યો સો વર્ષની વયથી

વધુ જીવના નથી, જ્યારે માયા ૨૦૦૦ વર્ષની ઘરડી હતી, તો તેના સ્વભાવની સજ્જનાઈ કેટલી વધુ હોવાનો સંભવ છે? એટલે બધી દષ્ટિથી જોતાં માયાનું એ કૃત્ય આપણી મનુષ્ય જાતની હાલની બુદ્ધિ અને નીતિને અનુસરીને દુષ્ટ હતું, છતાં વધુ અનુભવ ધરાવનારી, વધારે બુદ્ધિ-શક્તિ ધરાવનારી માયા જેવી વ્યક્તિના એ કાર્યનો ન્યાય તોળવાને આપણે અપૂર્ણ માનવીઓ છીએ તે ભૂલવું જોઇતું નથી. આપણે તેના જેટલા જ અનુભવવૃદ્ધ હોત તો કેવી રીતે વર્ત્યા હોત તે આપણે અત્યારે કેમ કહી શકીએ? માયાનો જીવનનો ઉદ્દેશ 'પ્રેમ' સિવાય બીજો કશો ન હતો. 'પ્રેમ'ને તો આપણે દુષ્ટ નથી માનતા. તો પછી 'પ્રેમ'ની સિદ્ધિને માટે તેણે નીપજાવેલું યામાનું મરણ એ શું તેની દષ્ટિએ એક ક્ષુદ્રક વાત નથી? શું એવી ક્ષુદ્રક વાતોની ખાતર માયા પોતાના પ્રેમનો ભોગ આપવાને તૈયાર થઇ શકે? હવે એક બીજી વાતનો વિચાર કરીએ. સાધારણ લગ્નથી લલિતને આવી અસાધારણ સુંદરી પ્રાપ્ત થવાનો સંભવ નહોતો, પોતા પ્રત્યેની આવી દિવ્યભક્તિ મળવાનો સંભવ નહોતો, એવા લગ્નથી પ્રાપ્ત થનારી પત્નીમાં આવું જ્ઞાન, આવી ભેદી શક્તિઓ વગેરે ન જ હોય અને માયા જેવી પત્નીનો પતિ થવાથી જે અસાધારણ સત્તા પ્રાપ્ત થાય તેનો તો અન્યથા સંભવ જ હોઇ શકે નહિ. અને પેલું અમર યૌવન! તે તો માયા જેવી અમર અપ્સરા જ આપી શકે—બીજા કોઇની મગદૂર નથી. જોકે લલિત માયાના મોહપાશમાં પડવાથી બહુ શરમાઈ ગયો હતો, બહુ શોકાતુર થઇ ગયો હતો, અને આવા સંયોગોમાં કોઈ પણ સારો માણસ શરમાઇ ગયા વિના ન જ રહે, છતાં એકંદર રીતે આવા અસાધારણ ભાગ્યોદયનો ત્યાગ કરીને નાસી જવાનો વિચાર લલિત ન કરે, તો તેમાં કાંઈ જ આશ્ચર્ય પામવા જેવું નહોતું.

મારો અભિપ્રાય તો એવો છે કે જો આ સુંદરીને છોડીને લલિત નાસી ગયો હોત, તો તે જરૂર ગાંડો બની જાત! હું પોતે પણ માયાને ચાહું છું. કોઇ સ્ત્રી આખી જીંદગી સુધી મારા પર પ્રેમ ધરાવે, તે કરતાં માયા માત્ર પાંચ-સાત દિવસ પ્રેમ ધરાવીને મારી સાથે રહે, તો હું પહેલી પસંદગી માયાના પ્રેમનેજ આપું. આવું કહેવા માટે મને કોઇ મૂર્ખ કે ગાંડો કહે, તો હું તેને એમજ કહું કે માયાને ઘુંઘટભર જોયા પછી તુરત તેને ઘુંઘટ વિના જોવાની મોજ તમે ચાખી નથી, તેથીજ તમે મને મૂર્ખ કે ગાંડો કહો છો; અને જો તમે એ મોજ એક વાર મેળવો તો તમે પણ મારી સાથે માયા ઉપરના પ્રેમથી જરૂર મુગ્ધ બનીને મારા જેવાજ વિચાર ધરાવો. એક સ્ત્રીની દૃષ્ટિને માયાની સુંદરતા કેવી દેખાતી હશે તે હું કહી શકતો નથી-હું તો માત્ર પુરૂષની દૃષ્ટિનીજ વાત કરૂં છું કારણ-કે હું પુરૂષ છું.

આશરે બે કલાક સુધી હું અને લલિત આ પ્રમાણે વાતો કરતા બેઠા. એક પછી એક બનેલા ચમત્કારિક બનાવોથી અમારાં મન ચકિત થઇ ગયાં હતાં અને અમારી વૃત્તિઓ ધ્રુજી રહી હતી. આ બધું જાણે કે સ્વપ્નું હોય કિંવા કોઇ જાદૂગરની દુનીયા હોય એવું લાગતું હતું. કોણે ધાર્યું હતું કે પેલી પુરાતન આરસની તખ્તી ઉપરનું લખાણ ખરૂં નીવડશે? અને એ લખાણમાં સમાએલું સત્ય સાબીત કરવાનું અમારા ભાગ્યમાંજ લખાયલું હશે એવુંએ કોણ ધારતું હતું? આ અમર અપ્સરા લલિતનેજ કંબલકુમારના અવતાર તરીકે આજે બે હજાર વર્ષ પછી જોશે, લલિતને તે પોતાના પ્રેમથી મુગ્ધ બનાવશે, અને કંબલકુમારનીજ પ્રતિમા રૂપ આ લલિત પોતે છે તેની સાબીતી રૂપે આટલાં વર્ષ સુધી તેનું મુડદું જળવાઇ રહેલું લલિત પોતે જોશે એવું કોઇના સ્વપ્નમાં પણ

ક્યાંથી હોય ? પરંતુ એ બધું ખરેખર બન્યુંજ! અમે જે જે જોયું હતું તે ઉપરથી એ બધી વાત સાચે સાચી હતી એમ માન્યા વિના અમારા જેવા સાધારણ બુદ્ધિશકિતવાળા માણસનો છુટકો નહોતો. છેવટે અમારી બુદ્ધિ પ્રમાણે બહુ–બહુ વિચાર કરી, અમારૂં ભવિષ્ય માત્ર પ્રભુના હાથમાં જ ગોપી, જે કાંઇ થાય તે જોઈલેવાનો કે સહી લેવાનોજ વિચાર કરી અમે સુઇ ગયા. " ન જાણ્યું જાનકીનાથે પ્રભાતે શું થવાનું છે" તેમ આવતી કાલે હવે શું થશે તેની ચિંતા અમે માત્ર પ્રભુનેજ સોંપી.

* * * *

પ્રિય વાચકો ! આ વાર્તાનો અધૂરો રહેલો ભાગ હવે "અમર અપ્સરા–ભાગ ૪ થા" માં વાંચવા તસ્દી લેશો. જેઓ પોસ્ટની પાંચ આનાની ટીકીટો અમોને મોકલી આપશે તેમને ચોથો ભાગ ટપાલ રસ્તે ઘર બેઠે પહોંચાડવામાં આવશે. એ ભાગમાં આ વાર્તા પૂરી થશે.

પુસ્તક મળવાનું સ્થળઃ—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

મોટામાં મોટું સસ્તામાં સસ્તું અને સારૂં,

# શાક, પાક, પકવાનશાસ્ત્ર,

મનુષ્ય જીંદગી નીભાવવાને ખોરાક એ મુખ્ય ચીજ છે. પરંતુ જો તે રીતસર તૈયાર કરવામાં ન આવે તો દેહનું પોષણ કરવાને બદલે ચુંક, શળ, કબજી, આફરો, ઝાડા, મરડો, અજીર્ણ વિગેરે અનેક દરદો ઉત્પન્ન કરે છે. અને તેથી ખોરાક કેવી રીતે તૈયાર કરવો તેનું જ્ઞાન તે ધંધાના માહીતગારો પાસેથી મેળવી આપવામાં આવ્યું છે. આમાં દક્ષીણી, મદ્રાસી, બંગાળી અને પંજાબની રીતરીવાજના શાક પાક પકવાન મુરબ્બા, અથાણાં, જાતો કઢીઓ; ચટણી અને મસાલાદિ ૫૫૦ વિષયોના સંગ્રહ છે જેવા કે પારસી રીતનો શાકનો સાદો મસાલો, શાક દાળનો ગરમ શાકનો મસાલો, ચટણીયો બનાવવાની સુચના વિગેરે સરકો બનાવવાની રીત, શેરડીનો સરકો ગોળનો સરકો લીંબુના રસનો, પરેઠા, પીરતાની પાપડો દુધનીપુરી, કેળાનીપુરી ખારી-પુરી પચામૃત ગગનગાંઠીયા પાઉ બરફી બદામની રોટલી બાસુદી દુધનાં બીસકોટ ગજયાં બીસકોટ બીરંજ, ફુલવડી. ફદીયા. ફાફડા, ખજુરાનાં પેંડા, સુકા પેંડા બારમીનીયમ મીઠાઈ, મેહસુર માવાનો બદામનો મરકી, મોહનથાળ, મોદક, બાટી, બાટી મારવાડી, પુરણીયામોદક. બુંદીનાં લાડુ દળના લાડુ, શીખંડ, બાસુદી, હલવો કરવાની રીત, સૂતરફેણી બનાવવાની રીત, કુલકા મુરબ્બા કરવાની રીત આંબળાનો મુરબ્બો, બદામનો, અંજીરનો અનનાસ આદિ જાત જાતનાં મુરબ્બા તથા સાદાપાક ગુંદરપાક, બદામપાક, મેથીપાક, સાલમપાક, લસણપાક, અડદીયાપાક આદિ જાત જાતનાં પાક એમ સર્વ વિષયનો આમાં સમાવેશ છે, આજ સુધી બહાર પડેલાં આવાં પુસ્તકોમાં આ શ્રેષ્ઠ છે. ગ્લેજ ઉંચા કાગળ, સુંદર છપાઈ તથા પાકું સોનેરી પુઠું છતાં કિંમત માત્ર રૂ. ૧—૮—૦ પોસ્ટેજ ૦-૬-૦.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

[illegible] દરવાજા—અમદાવાદ.

ધર્મ વિજય પ્રી. પ્રેસ અમદાવાદ.